# સ્ત્રી નીતિ ગીત સંગ્રહ.

સંગ્રહ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,


કોઠારી મોહનલાલ હરિભાઇ.

ઠે. પાંજરા પોળ અથવા

શ્રી ગંગાબાઇ જૈન કન્યાશાળા-ઝવેરીવાડ.

અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. ( ઘણા સુધારા વધારા સાથે. )

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

પ્રત ૧૦૦૦.

( અમદાવાદ. )

ઘીકાંટા રોડ ઉપર ધી નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં

લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

કિમ્મત રૂ. ૦-૪-૬

# સ્ત્રી નીતિ ગીત સંગ્રહ.

---

૧

## બાળ પ્રાર્થના.

પાયે લાગું પ્રભુને સદા રે, નાની વયની છું બાળ;
ટાળજો મારી આપદા રે, પ્રભુ છો પ્રતીપાળ.
હેત ધરી મને પાળજો રે, નાની વયની છું બાળ;
કુશળ રાખી દુઃખ ટાળજો રે, પ્રભુ છો પ્રતિપાળ.
સદાચરણ શુભ આપજો રે, નાની વયની છું બાળ;
સુમતિ આપી સુખ થાપજો રે, પ્રભુ છો પ્રતિપાળ.
સાચા બોલી કરજો મને રે, નાની વયની છું બાળ;
હાથ જોડીને નમું તને રે, પ્રભુ છો પ્રતિપાળ.
માત પિતા મારાં રહો સુખી રે, નાની વયની છું બાળ;
પાળે મને ન કરે દુઃખીરે, પ્રભુ છો પ્રતિપાળ.
વડીલનો વિનય કરાવજો રે, નાની વયની છું બાળ;
નીતિના પંથે ચડાવજો રે, પ્રભુ છો પ્રતિપાળ.

---

૨

## નિશાળે આવવા વિષે.

આવજો આવજો આવજો રે,
વ્હેનો સરવે નિશાળે આવજો;

લાવજો લાવજો લાવજો રે,
તમે પાઠ ઘેરથી શીખી લાવજો.
માતા પિતાની સેવા કરીને,
ગુરૂને શીશ નમાવજોરે. વ્હેનો૦
સમય રૂડો આ બાળપણાનો,
રમતમાં ન ગુમાવશોરે. વ્હેનો૦
નાની બેન કે સખી હઠી નવ આવે,
સમજાવીને તેડી લાવજોરે; વ્હેનો૦

---

૩

## વ્હાણેલાં.

જાગો જાગોરે મારી ગુરજરી બેનો કે,
વ્હાણેલાં ભલાં વાયાં રે;
પૂર્વ દિશાએ રે ઉગ્યો સૂર્ય મજેનો કે વ્હા૦
ઉઠી કરજો રે પ્રભુનાં દરશન કે વ્હા૦
પાયે પડજો રે ગુરૂને શુદ્ધ મન કે વ્હા૦
તજી આળસરે ઉઠજો વ્હેલાં નિત્ય કે વ્હા૦
માતા પિતાને રે નમજો રૂડી રીત કે વ્હા૦
નિત્ય ભણજો રે પાઠ નીતિના સારા કે વ્હા૦
નવી કરજો રે કદી સંગ નઠારા કે વ્હા૦

---

૪

સૌ હળી મળી લઈએ તાળી બેન
સરખી વયની સાહેલી૦

અલી તું ભલી ભોળી ભાળી બેન સરખી૦
ઉઠીએ વ્હેલાં પરભાતે બેન સરખી૦
ભજીએ પ્રભુને ભલી ભાતે બેન સરખી૦
નમીએ માબાપને પ્રીતે બેન સરખી૦
જે વ્હાય સદા એક ચિત્તે બેન સરખી૦
જે દુઃખ વેઠી સુખ આપે બેન સરખી૦
તસ આજ્ઞા કોણ ઉથાપે બેન સરખી૦
વડીલોનો વિનય તે કરીયે બેન સરખી૦
તસ હિત વચને અનુસરીએ બેન સરખી૦
દાતણ કરીએ નિત્ય નાહીએ બેન સરખી૦
માથું ઓળી તેલ વાહીએ બેન સરખી૦
હસતે મુખ હળી મળો રહીએ બેન સરખી૦
પછી પાઠ નિશાળનો ભણીએ બેન સરખી૦
હઠ કજીયો કદી નવ કરીએ બેન સરખી૦
થયે વખત નિશાળે જઈએ બેન સરખી૦

---

૫

પ્રભુજી પ્યારા શુભ મતિ આપો કાપો બુદ્ધિ નઠારી,
તારણહારા સુખીઆં થઇ નિત્ય ભક્તિ કરીએ તમારી;
પ્રભુ ચોરી ચાડી નહી કરીએ,
નહી જૂઠું બોલી છેતરીએ,
ચોખ્ખાં રહીએ સંપી ફરીએ. પ્રભુજી૦
માબાપ શીખામણ સાંભળીએ,

મુખમાંથી ગાળ ન ઉચારીએ;
રીસાઈ ટંટો નહીં કરીએ, પ્રભુજી૦
ઝટ ભણીએ આળસ નહીં કરીએ,
પ્રભુ તારૂં નામ સદા ભજીએ;
આ તેર શીખામણ નહીં તજીએ. પ્રભુજી૦

---

૬

વિદ્યા ધન ભંડાર, જગમાં વિદ્યા ધન ભંડાર;
દે સુખ અપરંપાર, જગમાં વિદ્યા ધન ભંડાર.
ખપથી ન ખુટે ચોર ન લૂટે, જેને છે ભય ન લગાર. જગ૦
માત પિતાની સેવ કરાવે, સુખી કરે સંસાર. જગ૦
ઈશ્વર ભજવા પંથ સૂઝાડે, શુદ્ધ કરાવી વિચાર. જગ૦
પરમારથમાં પ્રીત કરાવે, જેથી ઉતરીયે પાર. જગ૦
આ જગમાંહે સરસ ગુણોની, વિદ્યા મોટી વખાર. જગ૦
વિદ્યા વિણ સરવે જન ફેરો, જાય અફળ અવતાર. જગ૦
બેઠા શું આર્ય ચતુર ભુજ જોડી, અર્થ ભણે સરનાર. જગ૦

---

૭

મને મોકલ ભણવા માતા રે,
તને કહીશ પછી સુખદાતા રે;
માતા ઘરમાં જે મારૂં કામ રે,
તેતો કરીશ રજામાં તમામ રે.

ઘેર રાખવાની ટેવ છોડ રે,
મને ભણવાના ઝાઝા કોડ રે;
રોજ શીખું જઈ સખીયો પાસ રે,
પરીક્ષક મને કરશે પાસ રે.
માજી ઘેર રહે દુ:ખ થાશે રે,
મારૂં ઈનામ મોટું જાશે રે;
મારી સહીયર ભણી ગીત ગાય રે,
મને શીખવાની ઈચ્છા થાયરે.
રૂડો કેળવણીનો ક્યારો રે,
જેમાં ઉગે સુખી જનમારો રે;
માત પિતા આ ઉરમાં ધારો રે,
નહીં અભણના દુ:ખનો આરો રે.
ચાહો સુખ કેરા સ્તંભ ચણાવો રે,
ભાવે બાળકી સરવે ભણાવો રે;

---

૮

આજે સોનાના સુરજ મારે ઉગીયા,
મારા હર્ષ તણો નહિ પાર. આજે૦
ભરી કુંકુમ કેસરના વાટકા,
પૂજું શ્રી પ્રભુ જગદાધાર. આજે૦
આજે મોતીના ચોક મેં પુરાવીઆ,
પામી પૂરણ પ્રભુનો પ્રસાદ. આજે૦
મ્હારા પિતાએ નીતિ વચન આપીઆં,
જાણે કુસુમનો વરસ્યો વરસાદ. આજે૦

મારી માતાએ ખોળે બેસાડી અને,
કીધાં વચન સૂણ્યાં મેં કાન. આજે૦
એની સાસરીએ સુખથી સીધાવજે,
નહી ત્યાં અહીં જેવું થાશે તોફાન. આજે૦
કહ્યું કરવું ને ફરવું નહીં જરી,
સૌને બોલવું દઈ સનમાન. આજે૦
જાણે નીતિ વિવેક તણી મુરતી,
તો તું પામીશ જગમાંહી માન. આજે૦
તારા પતિને પ્રભુ પદ આપજે,
તેની કરજે તું નિત નિત સેવ. આજે૦
નહીં વચન પતિતણું ઉથાપજે,
ગણજે અવનીમાંહે તુજ દેવ. આજે૦
તારા તાતનું નામ તું દિપાવજે,
ધરજે આ શીખ મારી ધ્યાન. આજે૦
જૈન કન્યાશાળામાં તું શીખેલીછું,
એવું રાખજે ઉર અભિમાન. આજે૦

---

૯

નિશાળે જતી છોડીનું વર્ણન-વા'લી બેન.

ગરબી.

મારી વા'લી બેન છે બહુ છોટી જો,
પણ ડહાપણમાં મોટી જો. ૧

મારી વા'લી બેનને નહિ રડા જો,
હસતીજ આખો દા'ડો જો. ૨

મારી વા'લી બેન વા'ણે વહેલી જો,
ઊઠે સાૈથી પહેલી જો. ૩

મારી વા'લી બેન દાતણ નિત્યે જો,
કરે ને નાહે પ્રીતે જો. ૪

મારી વા'લી બેન વાળ ઓળાવે જો,
રોજ કપાળ લુછાવેજો. ૫

મારી વા'લી બેન સો સુધી ગણતી જો,
ભાવે "ભૂપા" ભણતી જો. ૬

મારી વા'લી બેન ચાલી નિશાળે જો,
ચૂકે નહિ કો કાળે જો. ૭

મારી વા'લી બેન સિલેટ સાહી જો,
દીસે છે બહુ ડાહી જો. ૮

મારી વા'લી બેન પેન તો માગે જો,
સાૈને વા'લી લાગે જો. ૯

મારી વા'લી બેન ઠમઠમ ચાલે જો,
ચોપડી હાથમાં ઝાલે જો. ૧૦

મારી વા'લી બેન પાઠ કરે છે જો,
સાૈમાં સરસ ઠરે છે જો. ૧૧

મારી વા'લી બેન વાંચે વાતો જો,
હરખ સરવને થાતો જો. ૧૨

મારી વા'લી બેન લેઇને તાળી જો,
ગરબી ગાય રસાળી જો. ૧૩

મારી વા'લી બેનના બોલ મીઠા જો,
દુનિયામાં નથી દીઠા જો. ૧૪
મારી વા'લી બેન વા'લાં લાગો જો,
મન ગમે તે માગો જો. ૧૫

---

૧૦

પેહેલા તીર્થંકર મહારાજરે સુખશાંતિ આપો.
પ્રથમ જગતના રાજરે સુખશાંતિ આપો.
સર્વ શિરોમણી જેહ રે. સુખ૦
ભર્ત્તા પ્રથમછે તેહ રે, સુખ૦
પેહેલા લગ્નના કરનાર રે, સુખ૦
વ્યવહારમાં સરદારરે, સુખ૦
પેહેલા સદ્ગુરૂરાજ રે, સુખ૦
જે ન્યાય તણા શીરતાજ રે; સુખ૦
વિશ્વના તારણ હાર રે, સુખ૦
સંશયના હરનાર રે; સુખ૦
નહી લવલેશ કલંક રે, સુખ૦
કર્યો કર્મ રૂપી દુર પંકેરે. સુખ૦

---

૧૧

માલણ ગુંથી લાવ ગુણિયલ ગજરો—એ ચાલ.
દિવસ દીપે આજ મંગલકારી,
કરો લગ્નની સખિ ! તઈયારી, દિવસ૦

રચો રમણીય કુસુમની માળા,
લાવો અર્ધ્યને દહિં ઘી બાળા;
ગાઓ મંગળ ધવલ રસાળાં. દિવસ૦ ૧
કરો સિદ્ધ સુગંધિક પીઠી,
કાઢો રંઘોળી નજરે ન દીઠી;
આપો માન વાણી વદી મીઠી. દિવસ૦ ૨
ધરો ચાક ને ચંદ્રમા માથે,
પેરો કંકણુ રત્નનાં હાથે;
નવાં અંબર અંગમાં સાથે. દિવસ૦ ૩
જાની વાસો દો જાનને સારો,
કરવા સ્વાગતનો આ છે વારો;
જય મેળવો જુવતી ન હારો. દિવસ૦ ૪
માતૃભવન ભલું શણુગારો,
રાખી ચિત્ત વિવેકજ સારો;
પૂર્ણ પાત્ર ભરો દિવ્ય નારો. દિવસ૦ ૫
દિવ્ય કળશ સોભાવોને કમળે,
વરમાંચી ઉચિત ધારો વિમળે ?
વધુવર પાદુકા મૂકો પ્રેમે. દિવસ૦ ૬
લીંપો ગોમયે વેદિકા વ્હેલી,
તજો રમત બનો ના છકેલી;
ગોથાં ખાઓ બની નવ ઘેલી. દિવસ૦ ૭
આવ્યો લગ્ન સમય બહુ પાસે,
નિજ કાર્ય કરોને ઉલ્હાસે;
આદિનાથ પ્રસન્ન જેથી થાશે. દિવસ૦ ૮

૧૨

લીલાવતીએ લખી મોકલ્યો રે ॥ એ દેશી. ॥

મોટા ઘરના વરરાજા માંયરામાં બેઠા,
બાજોઠે સજી સણુગાર;
પરણી રતિના પતિ થવા રે, કેવા,
આવ્યા કામ કુમાર.
અવસર આવ્યો ઉજળો ॥ એ ટેક ॥ ૧ ॥

કન્યાના મામા કન્યા તેડીને,
પધરાવી પ્રીતમ સનમુખ;
વડીલ વદે જોડું જોઈને રે;
ચિરંજીવો સદા પામો સુખ ॥ અવસર ॥ ૨ ॥

પાનેતર જાદર કેરી કાંચળી રે,
પેહેરી કન્યા અનોપમ અંગ ॥
હાથે ચુડો હાથી દાંતનો રે,
માથે મોડ ચુંદડી રાતે રંગ ॥ અ૦ ૩ ॥

કંકુની પીળ કપાળમાં કાઢી,
અક્ષત ચોડયા અખંડ;
બેને મદન ફુળ બાંધીયાં રે,
પતિ પત્નીનું પુન્ય પ્રચંડ. ॥ અ૦ ૪ ॥

કન્યાનાં માત પિતા તિહાં,
વર વહુના પખાળીને પાય,
ચડતા પીળે કુમ કુમ થકી રે,
કન્યા દાન દેઈ હરખાય. ॥ અ૦ ૫ ॥

જમણા જીયાવરના હાથમાં રે આપી,
કન્યાનો જમણો હાથ,
હેતે હાથે વાલ્લો મેળવ્યો રે,
રાખી સાક્ષી સજન સગાં સાથ ॥ અ૦ ૬ ॥

ગોત્ર પરવગુરૂએ ગણ્યારે,
ઘાલી વર વહુને વરમાળ,
વિપ્ર મંગળાષ્ટક ભણે રે, ગોરી
ગાય છે ગીત રસાળ ॥ અ૦ ૭ ॥

છબીલા છબીલીની છેડા છેડી બાંધી,
ભવ સુધી બે જણાં બંધાય;
અંગ જુદું જીવ એક છે રે,
દુખે દુખીઆં સુખે સુખીઆં થાય ॥ અ૦ ૮ ॥

આછા ઘુંઘટે અવલોકની રે,
નિજ વર તણું વિમળ વદન;
વિવિધ વાજીંત્ર વાગતાં રે, જેના
નાદે ગાજે છે ગગન ॥ અ૦ ૯ ॥

ધર્મ અર્થ સર્વ કાર્યમાં રે,
કરશે સુંદરી સહાય સદાય;
શીવ સુત કેશવથી કદીરે,
જુદી જુવતી ન જરીએ જણાય ॥ અ૦ ૧૦ ॥

૧૩

રામ લક્ષમણ વન સધાવતાં, એ રાગ.

ચોરી રચના કરી રૂડી ચોકમાં,
બેઠાં વરવહુ સુરજ સનમુખ;
મલકાવતાં મુખ, મંગળ ફેરા ફેરવે: એ ટેક.
વધુ વામ દિશાએ વિરાજીયાં,
જમણી બાજુએ જોઇને જમાઇ;
સાસુ હરખાઈ. મંગળ. ૧
સદાચરણી વિદ્યાનિધિ વરવહુ,
રૂપે રતિ રતિપતિના સમાન;
કે રાધિકા કાહાન, મંગળ ૨
પ્રેમે ચક્ષુ પરસ્પર મેળવી;
પછી મનનો કરીને મેળાપ,
થયાં એક આપ, મંગળ. ૩
ચોરી વચ્ચે વેદીકા ઉપર વળી,
અગ્નિ પ્રકટ કરે કુળ ગોર;
રાખી ઘૃત જોર, મંગળ. ૪
ડાંગર સહીત રૂપાની પરાતમાં,
જળની ઝારી કંકાવટી જોઈ;
સરવ રાખી સોઈ, મંગળ. ૫
સુંદર શાળની નવ ઢગલી કરી,
મુકે મહોર સોપારી સુજાણ;
ગ્રહોને પ્રમાણ, મંગળ.

સુર્યાદિક નવગ્રહનું પુજન કરે,
વર કન્યા સદા સુખી થાય;
ગોરી ગીત ગાય, મંગળ. ૬

વરી આપે ખોબામાં ખુશી થઈ,
વર વહુને કુમારીકા વીર;
સુપડુ રાખી શીર. મંગળ.

ચાર વાર વહીને વધાવતાં,
કરે વેદીઆ મંત્ર ઉચ્ચાર,
એ છે અધીકાર, મંગળ. ૭

પાણિ ગ્રહણ કરી પછી પરણતાં,
સાક્ષી પંચ સગાને સજ્જન;
પ્રસન્ન વદન. મંગળ.

વરત્યા વિવાહમાં વડીલ વિચારથી,
કુળ વંશ પરંપરા રીત,
વાવરીયું છે વિત્ત, મંગળ. ૮

વરત્યું પ્હેલું મંગળ વડા વ્હાલથી,
કરે દંપતિ કોલ કરાર;
પુરણ બાંધે પ્યાર, મંગળ.

સોગન ખાઇને કન્યા કહે છે કંથને,
સદા પતિનો ધર્મ પાળીશ,
કહેશો તે કરીશ, મંગળ. ૯

શુભ ચિંતવીને સહુ કાજમાં,

સ્હાય કરીશ હું સર્વ પ્રકાર,
સુધરવા સંસાર, મંગળ.
પછી પ્રેમે પ્રતિજ્ઞા પતિ કરે,
પત્નિ પાળીશ પ્રાણ સમાન;
વધારીશ માન, મંગળ. ૧૦
બીજું મંગળ વરતતાં વર વહુ,
કર મેળવીને આપે કોલ,
પાળુ બોલે બોલ, મંગળ.
કોડે વચમાં કર્યા કુળ દેવતા,
બાંધ્યો દુધ પાણી સમ પ્રેમ;
હીરો જડયો હેમ, મંગળ. ૧૧
વળી ત્રીજું મંગળ એમ વરતીયું,
રાખી ચંદ્ર સુરજ તણી સાખ,
ઉત્તમ અભિલાખ, મંગળ.
ચોખા ચિત્તથી ચોથુ મંગળ વરતીયું,
જેના સાક્ષી છે શ્રી જગદીશ;
આ ઉમિયાને ઈશ, મંગળ. ૧૨
જોડુ અખંડ જુગોજુગ જીવજો,
જૈનાચાર સાચવજો જરૂર;
ઉમંગથી ઉર, મંગળ.
સુખ પુત્ર કળત્રનું પામજો,
કરે શિવસુત કેશવ પાસ,
વિદ્યાનો અભ્યાસ, મંગળ. ૧૩

૧૪

લાડો લાડી જમે છે કંસાર,
સંસાર લ્હાવો લીજીએ રે;
સાસુ પીરસે ઘીની ઉપર ધાર,
સાચો સ્નેહ કીજીએ રે.
સાકર પીરસી સુચવે દંપતિ જોડ;
સાકર સમ મીઠી રહો સદા રે;
અવિચળ રેહેજો અવનિતળમાં જોડ;
કરશો નહિ કજીયો કદી રે.
જૈનશાળાની બાળા બોલે બોલ,
ફટાણું ન ગાઇએ રે;
લાજે કુળને લોક કહે કમજાત,
જગમાં અપજશ પાઇએ રે.

૧૫

સુંદર બાઇ ચાલ્યાં સાસરીએ,
માબાપ શીખામણ આપે બેન.
લાજ વધારજો લાખેણી૦

નીચા કુળની નિરલજ નારી,
ભરથારનું વેણ ઉથાપે બેન. લાજ૦

સાસુજી કહે તે સાંભળજો,
કોઇથી વઢવાડ ન કરશો બેન, લાજ૦

સાંખી રહેજો બોલ્યું સૌનું,
અભિમાન ન અંતર ધરશો બેન. લાજ૦
ઘરમાં બેઠાં ધંધો કરીએ,
પરઘેર ઘણું નવ જઇએ બેન. લાજ૦
તમે ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહ્યાં,
તમને ઝાઝું શું કહીએ બેન. લાજ૦
મેલાં ઘેલાં તો નવ રહીએ,
ચટકો મટકો નવ કરીએ બેન. લાજ૦
કોઈ વાત કરે વાંસે લોકો,
એવું ન કદી આચરીએ બેન. લાજ૦
જે સપુત છે સારી છોડી,
માબાપની લાજ વધારે બેન, લાજ૦
મણી લોહ તણું સોનું કરશી,
સોબતીને એમ સુધારે બેન. લાજ૦
જે સંપ સગાંથી તોડે છે,
કોઈ વખત હાથ ઘસે છે બેન. લાજ૦
જે સૌનું સારૂં ઇચ્છે છે,
તેના દીલમાં દેવ વસેછે બેન. લાજ૦



૧૬

માતા હેત ધરીને પુત્રીને કહે,
તારાં સાસરીઆં ઉપર પ્રીતિ આણુરે;

સાસરીએ શાણી સંપીને રહેજે મારી દીકરી.
મેંતો જન્મ આપીને પાળી પ્રીતથી,
હવે માલિક છે સાસુ તારી જાણુ રે. સાસરીએ૦
તારી માતા સાચી તું ગણજે સાસુને,
તારૂં સુખ દુઃખ છે સઉ તેને હાથ રે. સાસરીએ૦
લોકો સાસુની નિંદા ખોટી કરે,
પણ તે પુત્રી સમ વરતે વહુની સાથ રે. સાસરીએ૦
દીકરી તાળી પડે ન એક હાથથી,
જો વહુ વાંકી તો સાસુ વાંકી થાય રે. સાસરીએ૦
વ્હાલી મેલું ન મન કરીએ કદા,
કરીએ સાસુનો વિનય સદાય રે, સાસરીએ૦
મીઠાં વેણથી કારજ સંપજે,
કડવાં વચનથી બગડે તે કાજ રે. સાસરીએ૦
દીકરી વિનય વિવેકથી પામીએ,
રૂડાં વાંછિત કાજને રાજ રે. સાસરીએ૦
સામા માણસનું દીલ દુખાવીએ,
તો દુઃખ ઉપજે આપણને જેમ રે. સાસરીએ૦
તારી સાસુને માતા કહી બોલાવજે,
ધરજે પોતા સમ સસરા ઉપર પ્રેમ રે. સાસરીએ૦

---

## ૧૭

(જાદવરાય પરણ્યા રૂકમણીરે એ રાહ.)

સાસરવાસણીને માતા કહે સ્નેહથીરે;

દિકરી ધરજો મનમાં નારી તણો ધર્મ મારી
લાડકવાઇ લાખેણી રે;
દિકરી પતિવ્રતાવ્રત પ્રેમે પાળવુંરે,
કરવાં કંથ રીઝે એવાં રૂડાં કર્મ. મારી૦ ૧
દિકરી ઘરધણી તે તો રાજા ગણો રે;
દિકરી પ્રેમદા તે ઘરનો પ્રધાન. મારી૦
દિકરી ઘરની સંભાળ સારી રાખવી રે;
સર્વે સાચવીને રાખવો સામાન, મારી૦ ૨
કરકસરથી ધનને બચાવવું રે;
થવા દેવો નહિ કાંઇપણ બિગાડ, મારી૦
સારી નારી વડે ઓપે ઘર ઉજળું રે;
ગંદી નારી વડે દીસે ગંદવાડ, મારી૦ ૩
સાસુ સસરાની પ્રતિજ્ઞા પ્રેમે પાળવી રે;
કોઇને કદિયે નવ કહિયે કડવું વેણ, મારી૦
મીઠાં વચનથી મરમ મનાવિયે રે;
જેથી સુણતાં લાગે દીલમાં સુખ દેણ, મારી૦ ૪
આધી પાછી એકે વસ્તુ થવા દેવી નહિ રે;
લઇને ગોઠવવી જ્યાં હોય જેનું સ્થાન. મારી૦
સર્વે સમયનો સાજ હાજર રાખિયે રે,
ખાન પાન તથા સોપારી ને પાન. મારી૦ ૫
આવ્યાં ગયાને આદરમાન આપિયે રે;
જેથી વિશ્વ વિષે થાય વિવિધ વખાણ, મારી૦
દિકરી ઠગારા જનોથી ન ઠગાઈએ રે;
જાદુ જંત્ર મંત્રસર્વે જુઠા જાણ, મારી૦ ૬

લખિયે ખાનગી ખરચનો હિસાબ પોતે રે;
સર્વે વસ્તુ તણો લખિયે સારો નોંધ, મારી૦
ભરત ચીતરની કળા નવ ભુલિયે રે;
ભલા ભણતરનો ભુલિયે ન બોધ. મારી૦ ૭
ઘણી ઉદ્યમ કરીને ધન ધાન્ય રળે રે;
ઘર ધંધો તે તો કામનીનું કામ, મારી૦
સારી રીતે કરવી સ્વામીને સહાયતા રે;
દેછે શીખામણ દલપતરામ. મારી૦ ૮

---

૧૮

સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે,
સંત મનાવે તો માનું હો લોલણી;
સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે. ટેક.
શીળ સંતોષ કહો તો કહ્યાં ઘડાવું,
કરૂણાની કાંબીઓ પહેરાવું હો લોલણી. સા૦ ૧
વિવેક વિચાર કહો તો વિંછવા ઘડાવું,
હર્ષના ઘુઘરા બંધાવું હો લોલણી. સા૦ ૨
સાધન સંપતિ કહોતો ચુડલો પહેરાવું,
ક્ષમાની ચીપો ચઢાવું હો લોલણી. સા૦ ૩
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાન્તિનું રત્ન જડાવું હો લોલણી. સા૦ ૪
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો મોરાવું હો લોલણી. સા૦ ૫

ટેક રૂપી કહો તો તુશીઓ ઘડાવું,
દયાની રામણી બંધાવું હો લોલણી. સા૦ ૬

સતસંગ રૂપી ઘુઘર ઘડાવું,
લગ્નનું લોળિયું પે'રાવું હો લોલણી. સા૦ ૭

ભક્તિરૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચુનીઓ મેલાવું હો લોલણી. સા૦ ૮

નેહનું નયણે કહો તો કાજળ સરાવું,
હેતની આડીઓ કરાવું હો લોલણી. સા૦ ૯

સીધી સમજણુ કહો તો સેંથો પૂરાવું,
જોગનો ચાંદલો ચોડાવું હો લોલણી. સા૦ ૧૦

ધીરજરૂપી કહો તો વેણો ગુંથાવું,
ગુરૂગમ ગોફણો લટકાવું હો લોલણી. સા૦ ૧૧

ચોખી ચાલની તમને ચોળી શીવડાવું,
ચેતન ચુંદડી પેહેરાવું હો લોલણી. સા૦ ૧૨

સાચી કરણીનો કહો તો કંચવો શીવડાવું,
ભાવતું ભરત ભરાવું હો લોલણી. સા૦ ૧૩

દાસ ગોપાળ કહે એ સમજણુ સાચી,
દક્ષનો લક્ષ બતાવું હો લોલણી. સા૦ ૧૪

---

૧૯

કન્યા કમળાગૌરી ચાંપે ચાલી સાસરેરે,
કહે સુનિથા માતા પુરો જણાવી પ્યાર,

મારા દિલની ડાહી દિકરી રે,
દિકરી લાડ કોડ મેં તને લડાવી નહિ રે,
દિકરી ચાલી તુંતો રહિને દહાડા ચાર. મા૦ ૧

દિકરી સ્વામીની સેવા તું કરજે સર્વદા રે,
દિકરી પતિને તું ગણજે તારો પ્રાણ; મા૦
દિકરી પોતાનો તું ધર્મ પ્રીતે પાળજે રે,
દિકરી તેથી તારૂં પ્રભુ કરશે કલ્યાણ. મા૦ ૨

દિકરી જે જોઇએ તે જરૂર મંગાવજે રે,
દિકરી હવે કદી તું થઈશ નહીં હેરાન, મા૦
દિકરી તારાં આંસુ તેતો મારૂં લોહીછેરે,
દિકરી તન મન ધન મેં કર્યાં તને કુરબાન. મા૦ ૩

દિકરી સ્વામીની આજ્ઞા લઈ મળવા આવજેરે,
દિકરી ઘડીએ નહિ તો જઈશ નહીં પરઘેર; મા૦
દિકરી સર્વેનું બોલ્યું તું સાંખી રાખજે રે,
દિકરી કોઈના ઉપર કદી ન રાખીશ ઝેર, મા૦ ૪

દિકરી કપટી લોકો બોલે ત્યાં નવ બેશીએરે,
દિકરી સુણતાં ઉપજે મનમાં મોટું શૂળ; મા૦
દિકરી સ્વામીનો તું સ્નેહ સદા વધારજે રે,
દિકરી તે છે તારો સર્વ સુખનું મૂળ. મા૦ ૫

દિકરી સદ્ગુણ લેવા શાસ્ત્ર સારાં શીખજે રે,
દિકરી આળસ છાંડી, કરજે તું અભ્યાસ, મા૦
દિકરી દુષ્ટ જનોથી દૂરજ રહીને દેખીએ રે,
દિકરી વિષધરનો જેમ કરિયે નહિ વિશ્વાસ, મા૦ ૬

દિકરી મંત્ર તંત્ર જંત્ર જુઠા જાણજે રે,
દિકરી એ તો સર્વે ધુતારાના ઢંગ, મા૦
દિકરી ઈશ્વરનું ધારેલું નીપજે રે,
દિકરી ભ્રમણાથી તો થાય ધર્મનો ભંગ, મા૦ ૭
દિકરી દિલમાં દયા સૌની ઉપર આણીએ રે,
દિકરી પરઉપકારી કરિએ રૂડાં કામ, મા૦
દિકરી વૃદ્ધ મનુષ્યનાં મરજાદા નવ મેલીએ રે.
દિકરી લાજ તજીને લડીએ નહિ કોઇ ઠામ, મા૦ ૮
દિકરી ગંભીરતાનો ગુણ રૂદેમાં રાખીએ રે,
દિકરી વહાલામાંહિ કરિયે નહીં વિરોધ, મા૦
દિકરી સર્વેનું બોલ્યું સાચું નવ માનીએ રે,
દિકરી અસત્ય સત્યનો સદાય કરીએ શોધ, મા૦ ૯
દિકરી સંસારનાં સુખ છે સર્વે સંપમાં રે,
દિકરી કુસંપ તેતો કષ્ટતણો કોઠાર. મા૦
દિકરી તુંકારો તો કદી ન કરિએ કોઇને રે,
દિકરી અદબ તજીને કરીએ નહિ ઉચ્ચાર, મા૦ ૧૦
દિકરી વસ્ત્ર ને વાસણ સ્વચ્છ રાખીએ રે,
દિકરી સર્વે ચીજો જોઇને કરિએ મોજ,
દિકરી આનંદમાં અવસર સઘળો ગાળીએ રે,
દિકરી રીસ કરી નવ રહીએ કોઈ રોજ, મા૦ ૧૧

---

૨૦

જેની અંદર અર્થ નઠારો રે,

ગીત નઠારાં નવ ગાઇએ.

સુણી સુણીને સત્ય વિચારો રે,

ગીત નઠરાં નવ ગાઈએ.

જેમાં નહીં નીતિનો સ્વાદ રે, ગીત૦

બાઇઓ તે તો બકવાદ રે, ગીત૦

શીદ મુખ દુખવીએ ઠાલુરે, ગીત૦

વીપરિત મતિને તે વહાલું રે, ગીત૦

એવાં શીખવે ગીત સુતાને રે, ગીત૦

ધિક તેવાં માત પિતાને રે. ગીત૦

સારા જન તો શરમાયરે, ગીત૦

એતો સુણતાં ઉઠી જાયરે. ગીત૦

એતો માત પિતાનો વાંકરે, ગીત૦

એતો જાણો આડો આંકરે. ગીત૦

જો સૌનું સારૂં ધારો રે, ગીત૦

નવ રાખો ચાલ નઠારો રે. ગીત૦

જેમાં હોય ઇશ્વરનું નામરે, ગીત૦

પણ અનીતિ ઠામો ઠામ રે. ગીત૦

એથી ઉપજે અસર નઠારી રે. ગીત૦

ચિત ધરજો ચતુર વિચારી રે. ગીત૦

નીતિથી ઉલટું જેહરે, ગીત૦

ઇશ્વરને ન ગમે એહ રે, ગીત૦

સુધરે નહીં અંતઃકરણ રે, ગીત૦

આવે નહીં સદ આચરણુ રે. ગીત૦
કહોતે ગાઇએ શા કામે રે, ગીત૦
દાખે છે દલપતરામ રે. ગીત૦



## સીતાએ રામને કહેલું ધોળ.

૨૧

એવું સાંભળીને સિતાજી કહે,
સુણો સુંદર શ્યામ સુજાણુ, પ્યારા મારા પ્રાણુ,
સાથે રાખો સ્નેહથી.

જુદાં પડવાની વાત વ્હાલા કહો,
તેતો બોલ લાગે તીખાબાણુ, રઘુકુળ ભાણુ. સાથે૦

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં,
તમથી વેગળી તે પરદેશ, હું જાણું હમેશ. સાથે૦

તમે જોગીનો વેશ જો ધારશો,
તો હું જોગણુનો ધરૂં વેશ, જટા કરૂં કેશ. સાથે૦

સ્વામી તમેરે સુખીતો સુખ માહરે,
તમે દુઃખમાં તો દુઃખ મારે દેહ, એમાં શો સંદેહ. સાથે૦

જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં,
અવતાર બળ્યો ધિક એહ, મુવા જેવી તેહ. સાથે૦

સ્વામી તમવિના મંદિરને માળીઆં,
ભાસે પર્વત મોટા સમાન, વસ્તીતો વેરાન. સાથે૦

મહાવનમાં ભરી વસ્તી ભાસશે,
જ્યારે પામીશ દરશન દાન, કૃપાના નિધાન. સાથે૦
સાસુ સસરોને માત પિતા સહુ,
ભલે જીવો કરો રૂડાં રાજ, મને મહારાજ. સાથે૦
સ્વામી શું કરૂં ભાઈ ભોજાઇને,
સ્વામી શું કરૂં સઇયર સમાજ, કેનુ નથી કાજ. સાથે૦
સાચું સગપણ જગમાં સ્વામી તણું,
બીજો સ્વાર્થી સઘળો સંસાર, કુટુંબ પરિવાર. સાથે૦
મારાં લાડ પાલણુ તમે લાલજી,
બીજો નથી આંસુનો લેનાર, કે એકે આધાર સાથે૦
કાયા પ્રાણુ થકી જો જૂદી રહે,
તો હું તમથી જુદી પડી છેક, જીવું તજી ટેક. સાથે૦
જો કોઈ જળથી જુદી પાડી માછલી,
રાખે દુધમાં કરીને વિવેક, જીવે પળ એક. સાથે૦
તમે સુખના સાગર રહો વેગળા,
પછી શું કરૂં રાજ ને પાટ, હવેલીના ઠાઠ. સાથે૦
મને હીરનાં ચીર ગમે નહી,
મને ન ગમે ઘરેણુાંના ઘાટ, મટાડો ઉચાટ. સાથે૦
હુંતો તમને દીઠે થાઉં દેખતી,
અણુદીઠે તો આંધળી ભીંત, જનમની એ રીત. સાથે૦
મેંતો સ્નેહ તોડયો સર્વ લોકથી,
બાંધી તમ સંગે પૂરણુ પ્રીત, ચોરાયું છે ચીત. સાથે૦

જમવું જીવન તમથી જૂદાં પડી,
હોય વિધ વિધનાં પકવાન, તે વિખનાં નિશાન. સાથે૦
કરીએ ભોજન તમ સંગે ભાવથી,
હોય કેવળ શાક કે પાન તે મેવા સંમાન. સાથે૦
પડશે તડકાને તાપ વૈશાખના,
તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ, રહી તમ પાસ, સાથે૦

મુજને મેલી જો પંથ પધારશો,
આવી મળવાની ધરશો ન આશ, નિશ્ચે પામું નાશ. સાથે૦
કરતી વાત ઢળી પડી ધરણીએ,
નારી જાનકી થૈને નિરાશ, કહે લેતી શ્વાસ. સાથે૦
દયા કરી દેવ દલપતરામને,
સતી સીતાને દેખી ઉદાસ,
જતાં વનવાસ, સાથે રાખ્યાં સ્નેહથી.

---

૨૨

સતીને પતિ વિણુ દેવ ન સાચો,
આ દુનિયામાં બીજોજીરે.
૯૯ મન ભાવના એવી રાખી;
દંપતી પ્રેમ રસ પીજો, પુત્રી પનોતીજીરે.
સ્ત્રીનો પતિ શણુગાર, પુત્રી પનોતીજીરે.
સાચો દંપતિ પ્યાર, પુત્રી પનોતીજીરે,
લગ્નને વજ્રની બેડી માને,

અણુસમજુ કોઈ ઠાલોજીરે;
સમજુને મન ઝરો સુધાનો,
સાચો પ્રેમ રસ પ્યાલો. પુત્રી પનોતીજીરે.
લગ્ન વિધિ વેળા પતી સ્ત્રીને,
બોધ રૂડો જે આપેજીરે;
સતિયોને તે પ્રાણથી વ્હાલો,
સમરણ સ્થાનમાં સ્થાપે. પુત્રી પનોતીજીરે.
નામ સહિત તે બોધને ગોખી,
ચઢાવજે તું માથેજીરે;
લગ્નની ફરજ તણા મહામંત્રો,
લગ્ન સમે કહ્યા નાથે. પુત્રી પનોતીજીરે.
લોક કરે ગરબડ તે વેળા,
મંત્રનું મહાત્મ્ય ન ધારેજીરે;
સુણવાની દરકાર ન રાખે,
અર્થ ન કોઈ વિચારે. પુત્રી પનોતીજીરે.
પવિત્ર મંત્ર ભણે જે બ્રાહ્મણ,
તે પણ સમજે ન પૂરાજીરે;
નો વર કન્યાને સમજાવા,
ખંત કરે કોણ શૂરા. પુત્રી પનોતીજીરે.
પણ તે મંત્રનો અરથ હું જાણું,
તે તુજને સંભળાવું જીરે;
સંસારે તે સુખકર જાણી,
સાંભળી સમજુ થાવું. પુત્રી પનોતીજીરે.

૨૩

આહા ! આર્ય ભૂમિની અધમ દશા આવી રહી રે:
સકળ શિરોમણી દેશ કરે દુઃખથી કલ્પાંત,
બંધુ બાળકીઓને ભાવથી સરવ ભણાવજો રે;
વિદ્યા સર્વ શાસ્ત્રમાં સકળ સુખનું બીજ છે કહી રે;
આપે કલ્પલતા સમ યુગ યુગ સઘળાં સુખ. બંધુ૦

ચંદ્રથકી રજની દીપે, દીપકથી ઘરબાર;
નરનારી વિદ્યાવડે, સકળ શાસ્ત્રનો સાર,
સુશીલા આ સંસારે જનમનનો શણુગાર છે રે,
સન્નારીથી સજનો સુખકર છે સંસાર. બંધુ૦

રત્ન જડીત શણુગારને, ઉર એકાવળ હાર;
અંબર જરીથી ઓપતું, ઝાંઝરનો ઝમકાર,
રતિ સમ રૂપ છતાં જો, અશાણુ અને અજ્ઞાન છે રે,
ધિક ધિક તે અબળાનો અવનીપર અવતાર, બંધુ૦

કેલવણી વિણુ બાળીએ, આળસ ઉપર પ્રેમ;
બાળ લગ્ન બંધન અને, દ્વેષ કલેશને વ્હેમ,
નિંદા કરતી ભમતી બાળો સઘળી નારીઓ રે;
દેખી સજ્જનનું કેમ દીલ નહી દુભાય, બંધુ૦

ગ્રંથો નીતિ વિવેકના, ભામિનીથીજ ભણાય.
સર્વ સુખોને સાધવા, એકજ દીસે ઉપાય,
કન્યાશાળાની આ નમ્ર વિનંતી ઉર ધારજો રે,
દેજો બાળાઓને નીતિ વિદ્યાનું દાન. બંધુ૦

૨૪

## બાળાઓની વિનંતી.

સર્વ સખીઓને શીખ દેઉં રે—એ રાહ.

સ્ત્રી નીતિ શિક્ષણ દ્યો ભલુંરે, અમે બાળા ઉચરીએ;
વ્યવહારિક નૈતિક સ્થિતિરે આર્ય બંધુ ઉદ્ધરીએ,
સત્ય ક્ષમા સદાચારથીરે સંસાર સુધરીએ,
આ સંસાર સમુદ્રમાંરે, સુખ ભરતી ભરીએ.

દમયંતી સીતા સતીરે લોલ, પૂર્વે ભણેલી સૌ હતીરે લોલ,
નીતિ કેળવણી ભણી ભલીરે લોલ, કીર્તિ કરી જેણે
ઉજળીરે લોલ

અભણ મૂર્ખ માતાની સંતતિ મૂર્ખ પરંપરારે લોલ,
માત હોય વિદ્વાન પ્રજાતો થાય ધુરંધરારે લોલ;
પુત્રી માતા સમ સદ્‌ગુણીરે લોલ, સદ્‌ગુણી સાસુની
વહુ ગુણીરે લોલ.

સાદી સરળ સભ્ય નિર્મળીરે લોલ, ભણીગણી
થાશે ભલીરે લોલ.

દેશની ઉન્નતિ કોમની ચઢતી સ્ત્રી શિક્ષણ વિષેરે લોલ,
ધીર વીર બળ બુદ્ધિ નિધાન પ્રજા પ્રાક્રમી થશેરે લોલ;
સ્ત્રી શિક્ષણના પ્રભાવે; દેશમાં સુધારા થાવે,
કુધારા કુસંપ જાવે ઉદ્યમી પ્રજા બનાવે;
સ્ત્રી નીતિશિક્ષણ દ્યો ભલુંરે, અમે બાળા ઉચરીએ.

૨૫

## સારી અને નઠારી સ્ત્રીનો મુકાબલો.

રહે સાચવટે સાફ સુંદરી સારી રે;
કરી ભૂલ ન માગે માફ નાર નઠારી રે.

ભજે ભાવ ધરી ભગવાન; સુંદરી૦
ઈશ્વરથી પણ અજ્ઞાન. નાર૦
લે શીખામણનો સાર સુંદરી૦
પણ અવગુણ લહે અપાર. નાર૦
ભણતી ગણતી ભલી ભાત, સુંદરી૦
લડતી વઢતી દિન રાત. નાર૦
રાખે મન વિનય વિશાળ, સુંદરી૦
પણ મનથી ક્રૂર રીસાળ. નાર૦
પામે પૂરણ સત્કાર, સુંદરી૦
ખોએ નિજ ભૂષણ ભાર. નાર૦
કરે સજ્જનનું સનમાન સુંદરી૦
આપે સહુને અપમાન. નાર૦
ગાએ છે મંગળગીત, સુંદરી૦
કરતી પરનિંદા નિત. નાર૦
મુખ વદતી મીઠાં વેણ, સુંદરી૦
કાઢે કરડાં બહુ નેણ. નાર૦
જગમાં જશ લે સુખકાર, સુંદરી.
ભુંડપનો ઓઢે ભાર. નાર૦
તમે બનજો શાણાં બેન, સુંદરી૦
નહીં કાન લહે સુખ ચેન. નાર૦

---

૨૬

તજો પરનિંદા નકારી.
પરનિંદા કરીએ નહીં બાળા, નિંદા નરકની બારી,
પર અપવાદ ઉચરતાં નિજ મુખ, લાજે થાય ખુવારી;
ન કરીએ ચાડી નઠારી, તજો પરનિંદા નકારી. ૧
ડુંગર બળતો દેખે દુનિઆં, પગની લ્હાય નિવારી,
સરશવ સમ પરછિદ્ર પારખે, આપ છિદ્રને વિસારી;
ન છિદ્ર જુએ ગુણધારી, તજો પરનિંદા નકારી. ૨
ચાલણી કણ ન ગ્રહે પણ સૂપડું, લે ગુણ વસ્તુ સ્વીકારી,
ચાલણી સમ છિદ્રપેટા ન થઇએ, લઇએ ગુણ અવધારી;
દોષપર દિલ ન વિચારી, તજો પરનિંદા નકારી. ૩
પર કુથલીમાં કાળ ગુમાવે, નિંદાખોર નઠારી,
અગણ મૂર્ખ ચાતુર ચણી ઉંધુ, ભગવે પરઘર દારી;
કરે નહીં નિંદા સુ નારી, તજો પરનિંદા નકારી. ૪

---

૨૭

સાંભળજો સજ્જન નરનારી,
હેત શિખામણ સારી છેરે;
રીસ કરે દેતાં શીખામણ,
ભાગ્ય દશા પરવારી, સુણજો સજ્જનોરે.
લોક વિરૂદ્ધ નિવાર. સુણજો૦
જગત વડો વ્યવહાર. સુણજો૦ ૧
મૂરખ બાળક જાચક વ્યસની,

કાળુને વળી નારૂજી રે;
જો સંસારે સદા સુખ વંછો તો,
ચોરની સંગત વારૂ. સુણજો૦ ૨

વેશ્યા સાથે વણુજ ન કરીએ,
નીચશું નેહ ન ધરીએ જીરે;
ખાંપણુ આવે ઘર ધન જાએ,
જીવિતને પરહરીએ. સુણજો૦ ૩

કામવિના પરઘર નવ જઈએ,
આળે ગાળ ન દીજે જીરે;
બળીઆ સાથે બાથ ન ભરીએ,
કુટુંબ કલહ ન કીજે. સુણજો૦ ૪

દુશ્મનશું પરનારી સાથે,
તજીએ વાત એકાંતે જીરે;
માતા બેનશું મારગ જાતાં,
વાત ન કરીએ રાતે. સુણજો૦ ૫

રાજા રમણી ઘરનો સોની,
વિશ્વાસે નવ રહીએ જીરે;
માત પિતા ગુરૂ વિણ બીજાને,
ગુહ્યની વાત ન કહીએ. સુણજો૦ ૬

અણજાણ્યા શું ગામ ન જઇએ,
ઝાડતળે નવ વસીએ જીરે;
હાથી ઘોડા ગાડા જાતાં,
દુરજનથી દૂર ખશીએ. સુણજો૦ ૭

રમતો કરતાં રીસ ન કરીએ,
ભય મારગ નવિ જઈએ જીરે;
બે જણ વાત કરે જ્યાં છાની,
ત્યાં ઉભા નવ રહીએ. સુણજો૦ ૮
હુંકારા વિણ વાત ન કરીએ,
ઈચ્છા વિણ નવી જમીએ જીરે,
ધન વિદ્યાનો મદ પરિહરીએ.
નમતા સાથે નમીએ. સુણજો૦ ૯
મુરખ જોગી રાજા પંડિત,
હાંસી કરી નવી હસીએ જીરે;
હાથી વાઘ સરપ નર વઢતા,
દેખીને દુર ખસીએ. સુણજો૦ ૧૦
કુવા કાંઠે હાંસિ ન કરીએ,
કેફ કરી નવ ભમીએ જીરે,
વરો ન કરીએ ઘર વેચીને,
જુગટડે નવ રમીએ. સુણજો૦ ૧૧
ભણતાં ગણતાં આળસ તજીએ,
લખતાં વાત ન કરીએ જીરે;
પરહસ્તે પરદેશ દુકાને,
આપણું નામ ન ધરીએ. સુણજો૦ ૧૨
નામું માંડો આળસ છાંડો,
દેવાદાર ન થઈએ જીરે,
કષ્ટ ભયાદિક થાનક વરજી,
દેશાવર જઈ રહીએ. સુણજો૦ ૧૩

ધનવંતોને વેશ મલિનતા,
પગશું પગ ઘશી ધોવે જીરે;
નાપિક ઘેર જઈ શીશ મુડાવે,
પાણીમાં મુખ જોવે. સુણુજો૦ ૧૪

નાવણુ દાતણુ સુંદર ન કરે,
બેઠા તરણાં તોડે જીરે;
ભોંય ચિત્રામણુ નગ્ન સુએતો,
તેહુને લક્ષ્મી છોડે. સુણુજો૦ ૧૫

માતા ચરણે શીશ નમાવી,
બાપને કરીએ સલામો જીરે;
દેવ ગુરૂને વિધિએ વંદી,
કરો સંસારનાં કામો. સુણુજો૦ ૧૬

બે હાથે માથું નવ ખણીએ,
કાન નહી ખોતરીએ જીરે;
ઉભા કહેડે હાથ ન દઇએ,
સામે પુર નવ તરીએ. સુણુજો૦ ૧૭

તેલ તમાકુ દુરે તજીએ,
અણુગળ જળ નવ પીજે જીરે;
કુળવંતી સતિને શીખામણુ,
હુવે નર ભેગી દીજે. સુણુજો૦૧૮

સસરો સાસુ જેઠ જેઠાણી,
નણુદી વિનય નવ મુકો જીરે;

શ્યાણુપણે શેરી સંચરતાં.
ચતુરા ચાલ મ ચુકો. સુણજો૦ ૧૯

નીચ સાહેલી સંગ ન કીજે,
પરમંદિર નવી ભમીએ જીરે;
રાત્રિ પડે ઘર બ્હાર ન જઈએ,
સૌને જમાડી જમીએ. સુણજો૦ ૨૦

ધોબણ માલણને કુંભારણ,
જોગણ સંગ ન કરીએ જીરે;
સેહેજે કોઈક આળ ચડાવે,
એવડું શાને કરીએ. સુણજો૦ ૨૧

નિજ ભરતાર ગયો દેશાવર,
તવ શણગાર ન ધરીએ જીરે;
જમવા નાત વચ્ચે નવ જઈએ,
દુરજન દેખી ડરીએ. સુણજો૦ ૨૨

પરશેરી ગરબો ગાવાને,
મેળે ખેલે નવ જઇએ જીરે;
ન્હાવણ ધોવણ નદી કિનારે;
જાતાં નિર્લજ થઈએ. સુણજો૦ ૨૩

ઉપડતે પગ ચાલ ચાલીજે,
હુન્નર સહુ શીખીજે જીરે;
સ્નાન સુવસ્ત્રે રસોઈ કરીને,
દાન સુપાત્રે દીજે. સુણજો૦ ૨૪

શોકય તણાં લઘુ બાળક દેખી,

મ ધરો એહ હૈયામેં જીરે;
તહેની સુખ શિતળ આશિષે,
પુત્ર તણાં ફળ પામે. સુણજો૦ ૨૫

બાર વરસ બાળક સુર પડિમા,
એ બે સરખાં કહિયે જીરે;
ભક્તિ કર્યે સુખ લીલા પામે,
ખેદ કરે દુખ લહીએ. સુણજો૦ ૨૬

નરનારી બેહુને શિખામણ,
સુખ લવરી નવિ હસીએ જીરે;
નીતિ સગાનાં ઘર છોડીને,
એકલડાં નવ વસીએ. સુણજો૦ ૨૭

વમન કરીને ચિતા ઝાલે,
નબળે આસન બેસી જીરે;
વિદિશે દક્ષિણ દિશ અંધારે,
બોટયું પશુએ પેશી સુણજો૦ ૨૮

અણજાણ્યે રૂતુવંતી પાત્રે,
પેટ અજીરણવેળા જીરે;
અગાસે ભોજન નવી કરીએ,
બે જણ બેશી ભેળાં. સુણજો૦ ૨૯

અતિશે ઉનું ખારૂં ખાટું,
શાક ઘણું નવ ખાવું જીરે;
મૌનપણે ઓઠીંગણ વરજી
જમવા પહેલાં નહાવું. સુણજો૦ ૩૦

ધાન વખાણ્ણી વખોડી ન ખાવું,
તડકે બેસી ન જમવું જીરે;
માંદા પાસે રાત તજીને,
નરણાં પાણી ન પીવું. સુણજો૦ ૩૧
કંદમૂળ અભક્ષને બોળો,
વાસી વિદળ તે વરજો જીરે;
જૂઠ તજો પરનિંદા હિંસા,
જો વળી નરભવ સરજો. સુણજો૦ ૩૨
વ્રત પચ્ચખ્ખાણ ધરી ગુરૂ હાથે,
તીરથ યાત્રા કરીએ જી;
પુન્ય ઉદય જો મોટો પ્રગટે.
તો સંઘવી પદ ધરીએ. સુણજો૦ ૩૩
મારગમાં મન મોકળું રાખી,
બહુ વિધ સંઘ જમાડો જીરે,
સુરલોકે સુખ સઘળાં પામો,
પણ નહી એવો દહાડો; સુણજો૦ ૩૪
તીરથ તારણ શીવસુખ કારણ,
સિદ્ધાચલ ગીરનારજી,
પ્રભુ ભકતે ગુણ શ્રેણે ભવજલ,
તરીએ એક અવતારે. સુણજો૦ ૩૫
લોકિક લોકોત્તર હિત શિક્ષા,
છત્રીસીએ બોલી જીરે;
પંડિત શ્રી શુભ વીરવિજય મુખ,
વાણી મોહન વેલી. સુણજો૦ ૩૬

---

૨૮

બેની સદાચાર પાળી સંસાર સુધારીએ રે;
લાજ વધારીએરે.
બેની શિયળ સુભુષણ સજીએ,
પરનિંદા તજીએ પ્રભુ ભજીએ;
પતિવ્રત પાળી ઉભય સુકુળ અજવાળીએરે. બેની. ૧
વિનય વિવેક વડીલનો કરીએ, વેર ઝેરને વાદ વીસરીએ,
અધિક ઉણે સંતોષી રહી મન વારી રે. બેની. ૨
પતિની આવક જાવક ભાળી,
ખરચ ખુટણુ કરીએ સંભાળી;
હઠ કરી કાંઈ ન લઈએ, નિજ મન મારીએરે. બેની. ૩
જુઠી વાત ન મુખ ઉચરીએ,
પરની વાતે પેટ ન ભરીએ;
ખોટી આળે પરને પીડ ન પાડીએરે. બેની. ૪
ચોરી ચાડી ચુગલી તજીએ,
અદેખાઈ તજીએ સુખ સજીએ;
શોકય બાળને નીજ બાળક સમ પાળીએરે. બેની. ૫
ઝીણાં આછાં વસ્ત્ર ન સજીએ;
અંગ અછકલાવેડા તજીએ;
કુળવંતી કજીઓ કંકાસ નિવારીએરે. બેની. ૬
સીતા દમયંતી પંચાળી,
સતીયોના ગુણ નિત્ય સંભાળી;
તસ પગલે ચાલી જગજશ વિસ્તારીએ રે. બેની. ૭

વિદ્યા ભણી વિપરીત જે ચાલે,
માત તાત લજવે દુખ સાલે;
ભણ્યું ગણ્યું બોળ્યું હરીએ એ નારીએ રે. બેની. ૮
સદાચાર નિરમળ શીળ પાળે,
સુકુળા સ્ત્રી ચાલે શુભ ચાલે;
સાંકળચંદ સુજશ સંસારે સારીએ રે, બેની. ૯

---

૨૯

## શિયલનો મહિમા.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં—એ રાગ.

બહેની નિર્મળ શીળ પાળો સદા, શીલ સુંદરીનો શણુગાર, સફલ અવતાર, શીયલ સુભૂષણુ સજો. ટેક.
કદી દુઃખનું વાદળ શીર પડે, ભલે જીવ કદી જો જાય, ન શીયલ ચુકાય. શીયલ સુભૂષણુ સજો. ૧
સતી પતિને પ્રભુ સમ લેખવે, ગણે અવર પુરૂષ ભ્રાત તાત, ન દેખાડે દાંત, શીયલ.
પર શેરી ન પર ઘર ભટકીએ, પર નરથી ન કરીએ વાત, લાજે માત તાત. શીયલ. ૨
આછાં વસ્ત્ર અછકલાં ન પહેરીએ, દેખાય ન અંગ ઉપાંગ, તજો નીચ સંગ. શીયલ. ૩
બહેની પતિવ્રત પાળે જે પ્રેમદા, તે સ્ત્રી મહાદેવી સંસાર, સૃષ્ટિ શણુગાર. શીયલ. ૩
થાય અગ્નિ શીતળ જળ શિયલથી, ફણીધાર ફુલ માળની ટોલ, ફળે બોલ્યા બોલ. શીયલ૦

સતી સુલસા મનોરમા ચંદના, દમયન્તી મદનરેખા
નામ, સીતા ગુણ ધામ, શીયલ૦ ૪
નંદા ભદ્રા સુભદ્રાને નર્મદા, રાજીમતિ રૂષિદત્તા
સુજાણ, પદ્માવતી જાણ, શીયલ.

અંજના શ્રીદેવીને મૃગાવતી, જ્યેષ્ટા સુજયેષ્ટા ગુણ
ખાણ, સુ સતીઓ પ્રધાન. શીયલ. ૫
સતી ચેલણાને પ્રભાવતી, બ્રાહ્મી સુંદરી રૂક્ષ્મણી સાર
રેવતી કુન્તી ધાર. શીયલ.

શિવા જયન્તિ દેવકીને દ્રૌપદી, કલાવતી પુષ્પ ચુલા
પ્રમાણ, ધારણી ગુણ ખાણ. શીયલ. ૬
પદ્માવતી ગોરી ગાંધારી લક્ષમણા, સુશીલા જાંબુવતી
સત્યભામા, રૂક્ષ્મણી કૃષ્ણરામા. શીયલ.

યક્ષા યક્ષદત્તા ભૂતા ભૂતદત્તા, સેણા વેણા રેણા
સુખચંદ્ર, બહેનો સ્થૂલિભદ્ર શીયલ. ૭
ઇત્યાદિક સતીયો શિરોમણી, જયવંતી વરતે છે આજ
શીયલ સામ્રાજ્ય. શીયલ.

તેમના જશના ડંકા વાગે ત્રિભુવને, જેને ગાય છે
બાળ ગોપાળ, તેનું મંગળ માળ. શીયલ. ૮
બહેની ભારત ભૂષણ દેવીઓ, એવી સતીયોના
ગુણ નિજ અંગ, ધરીને ઉમંગ, શીયલ.

પરભાતે ઉઠીને સંભાળીએ, જાય વિઘ્ન ને થાય આનંદ.
સુ સાંકળચંદ શીયલ. ૯

૩૦

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા
સંભાળીએરે,—એ રાગ.

સજની રજની વાસર પર મંદિર નાવ પેશીએરે,
લાજે જાત માતને તાત સસુરનું કુળ,
શ્વાનતણી પરે કુટી લુંટે લજ્જા પાપીયારે.
આંગળી દેખાડી કહે લોક કર્યું પ્રતિકુળ;
એહની શિયળ સુભૂષણુ સજીએ આ સંસારમાંરે.
સતિને પતિ વિણુ પારકો, ભ્રાત તાત અનુકુળ.
સ્વપ્ને અવર ન ચિંતવે, જાણે વાગ્યું શુળ;
ગુણવંતિ ગોરી નવ ચુકે પતિવ્રત ધર્મથીરે,
જે કુટિલા પરઘર ભટકે તસ માથે ધૂળ, એહ૦ ૧
પ્રેમ સહિત પરપુરૂષથી, હસિ નવ કરીએ વાત,
અસુર સવારે એકલાં, જઇએ નહીં એકાંત,
નટવીટ પરનર સાથે નયણો નયણ ન જોડીએ રે,
લાજ સહીત આધું ઓઢી સંચરીએ વાટ, એ૦ ૨
સદાચાર નવ ચુકીએ, સુખ દુ:ખ પડે અપાર;
જતાં પ્રાણ પરવશ થતાં, તજો ન શિયળ શ્રીકાર;
ચંચળ ચાલે ચાલી તાલી હાથ ન આલીએ રે.
ખોટી બુદ્ધે આળસ ખાઇ કરો ન વિકાર, એહ૦ ૩
વિષય બુદ્ધિથી અવરની, અડો ન વસ્તુ હાથ,
નારૂ કારૂ નારથી, પ્રીત ન કરીએ સાથ,
રતિ પતિરૂપ સમો પર પુરૂષ નજર નહીં ભાળીએરે,
હોય કરૂપો પણુ ગણીએ પ્રભુસમ નિજ નાથ. એ૦ ૪

સિતા દમયંતી સતિ, નમયા ગુણ ભંડાર.
પ્રાણાંતક સંકટ સહી, રાખ્યું શિયળ શ્રીકાર,
કનક પીતળની થાય પરિક્ષા સરસ કસોટીએરે,
ફણીધર ફુલ માળ પાવક જળ શિયળે ધાર. એ૦ ૫

માત પિતાસમ જાણીએ સાસુ સસરો જેઠ,
નણંદ દેરાણી જેઠાણીનો કરો વિનય દુખવેઠ,
કલેષ ન કરીએ ધિરજ ધરીએ વિપત વિષે ઘણીરે,
પરનિંદા તજીએ ભજીએ પ્રભુ સારી પેઠ. એહે૦ ૬

નિજ તનુજાને મોકલો, ભણવા શાળા માંહ્ય,
પ્રવીણ થતાં નિજ ધર્મમાં, સંતતિ સારી થાય,
કન્યાશાળા જૈન ધર્મની, જયવંતી રહો રે;
આશિર્વાદ વદે શુભ સાંકળચંદ સદાય, એહે૦ ૭



૩૧

"ગાકુળીએ લઇ ચાલોરે ઓધવરાજ
અમને" એ રાગ. ✓

બાળાઓ હરખે ભણાવો, સ્વદેશીઓ સાંભળો રે;
ઉર ધરો સુખના ઉઠાવો, સ્વદેશીઓ સાંભળો રે;

જ્ઞાતિ વરા વરઘોડાનાં મ્હોટાં,
ખરચોનાં લેખાં ગણાવો; સ્વદેશીઓ૦

લગન સમે તમે શીદ થઈ ઘેલા,
દંભે બાળક પરણાવો; સ્વદેશીઓ૦

ધર્મને પંથે ભુલા નવ પડશો,
કીર્તિના સ્તંભ ચણાવો; સ્વદેશીઓ૦
અન્ય મૂકી પડતું આ સમામાં,
ભાવે સુતાને ભણાવો; સ્વદેશીઓ૦
શાળા બાળાઓ માટે સ્થાપવામાં,
ઔદાર્ય અધિક જણાવો; સ્વદેશીઓ૦
જૈન કન્યાશાળા સમી શુભ શાળા,
સર્વ ગામોમાં સ્થપાવો; સ્વદેશીઓ૦

---

૩૨

## ચેતનને શિખામણ.

ચેતતો ચેતાવું તનેરે પામર પ્રાણી—એ રાગ.

કાળ તારે શિર ભમેરે, ચેતન પ્યારા,
મનવા તું જો વિચારી, જગમાં ન રહ્યા જારી;
રામ શંભુ કે મોરારી રે, ચેતન પ્યારા. કાળ. એ ટેક. ૧
નામ તેનો નાશ થાશે. જનમ્યો તે મરી જાશે;
ઘડી ન રાખી શકાશે રે. ચેતન૦ ૨
જેમ હોલા પર દોડે, બાજ પંખી ડોક મોડે;
કોઇને ન કાળ છોડે રે. ચેતન૦ ૩
જેની રાજઋદ્ધિ ભારે, ક્રોડ સેના સાજ સારે;
કાળને ન કોઈ વારેરે. ચેતન૦ ૪
આવ્યો તો તું મુઠ્ઠી વાળી, જવું જીવ હાથ ઘાલી;
કરે માથાકુટ ઠાલીરે. ચેતન૦ ૫

લખપતિ છત્રપતિ, ગયા કૈ કરોડપતિ;
દીઠા તેં નયન વતીરે. ચેતન૦ ૬

ચક્રિ હરિ બળરાયા ખટ ખંડમાં ન માયા;
બળતી ચ્હેમાં સમાયા રે. ચેતન૦ ૭

જર જોરૂ ને જવાની મોહની એ રાજધાની;
દુનિયાં બની દિવાનીરે. ચેતન૦ ૪

ધન ધરણીધરા, અંત વેળા થાય પરા,
પુણ્ય પાપ સાથે ખરા રે. ચેતન૦ ૯

જીવ તારી જીંદગાની, એક વેળા ધુળધાણી;
કર તું સાચી કમાણીરે. ચેતન૦ ૧૦

રેંટ ઘટમાળ જેવો, વારા પછી વારો લેવો;
એક દહાડો સૌને દેવોરે. ચેતન૦ ૧૧

પણ માયાને ન તજે, પ્રાણિયો ન પ્રભુ ભજે;
સામગ્રી ન રૂડી સજેરે. ચેતન૦ ૧૧

માયા તજી ધ્યાન પરે, સ્હેજમાં સંસાર તરે;
સાંકળો પોકાર કરેરે, ચેતન૦ ૧૨



૩૩

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીઓરે,
પરમ પવિત્ર પતિવૃત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાચવોરે,

ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએ રે. ટેક૦

સાખી,

નજરે નજર ન જોડીએ નાથ વિના નર સાથ;
પરનરને નવ આપીએ તાલી હાથો હાથ,
હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવું રે;
પતિ વિણ પતિના પણ સદમિત્રોની સંગાથ. એ૦

સાખી,

નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહિ, સુધરી સદ આચારથીરે;
નીરલજ નટખટની સોબત તજવી સુજાણ, એ૦

સાખી,

કુષ્ટી કદ્રુપ કુબડો, નિર્ધન નિરબળ કાય;
મતિહીન પતિત પતિ મળે એ સતીને સુરરાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આધું ઓઢીએરે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય. એ૦

સાખી,

ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કુલીન બ્હેન કરવો નહિ વડીલથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે,
શિવસુત કેશવની શીખામણ અંતર યાદ. એ૦

( પવિત્ર લીલાવતી. )

૩૪

( "હાંરે દાણ માગે રે દાણ માગે. "—એ રાગ. )

હાંરે ક્રોધ કાળો રે ક્રોધ કાળો,
હાંરે બહુ સમજીને ક્રોધનું મોં બાળો રે; ક્રોધ કાળો.
હાંરે ક્રોધે ન કર્યાનું કામ તે કરાશે;
હાંરે પછી પસ્તાવો પેટ ભરી થાશે રે. ક્રો૦ ૧
હાંરે ક્રોધ પાપ રૂપ ઝેર છે પ્રમાણો,
હાંરે ક્રોધ જીરવે તે જન મોટું જાણો રે. ક્રો૦ ૨
હાંરે ક્રોધ ભોરિંગ ભયંકર ભાસે,
હાંરે ક્રોધ વા'લામાં વેર વડુ વાસે રે. ક્રો૦ ૩
હાંરે જેની કાયામાં ક્રોધ ઘણો વ્યાપે,
હાંરે એની અક્કલ તો ઉડી જાય આપે રે. ક્રો૦ ૪
હાંરે હોય માણસ મહા ભલું મજાનું,
હાંરે દીસે ક્રોધી થાય ત્યારે તે દિવાનું રે. ક્રો૦ ૫
હાંરે વરૂ વાઘ કપિ રિંછ હોય કેવું,
હાંરે ક્રોધવાળું જણાય જન એવું રે, ક્રો૦ ૬
હાંરે ક્રોધ ભડકો છે આગ કેરો ભારી,
હાંરે તેની ચેતીને ચાલજો વિચારી રે. ક્રો૦ ૭
હાંરે સોનું તાપમાં તપાવી જોઈએ જ્યારે.
હાંરે તેની કિંમત ખરી જણાય ત્યારે રે. ક્રો૦ ૮
હાંરે તેમ માણસને ક્રોધ જ્યારે થાશે,
હાંરે તેનો ભાર તોલ તે સમે જણાશે રે. ક્રો૦ ૯

હાંરે જેમાં દીસે ગંભીરતાઇ જેવી,
હાંરે એની કિંમત અધિક જાણો એવી રે. ક્રો૦ ૧૦
હાંરે ક્રોધ જાણો જમપૂર કેરૂં બારૂ,
હાંરે જશે નરકમાં ક્રોધ કરનારૂં રે. ક્રો૦ ૧૧
હાંરે ક્રોધ કરશો નહિ કોઈ ઠામે,
હાંરે દીધો ઉપદેશ દલપતરામે રે. ક્રો૦ ૧૨

---

૩૫

સજની સદ્‌ગુણના સણગાર,
સજીને શોભીએ રે લોલ;
નિર્લજ નફટ કપટ કરનાર કને
નવ થોભીએ રે લોલ.
નિર્મળ સમતા ગંગ તરંગ વિષે
નીત ન્હાઇએ રે લોલ.
સદ્‌ગુરૂ બોધ સુગંધી અંગ
ઉમંગે વાઈએ રે લોલ.
ઉત્તમ કુળ મરજાદા અંબર
પહેરી પ્રીતિએ રે લોલ.
તજીએ અવગુણ અધીક આડંબર
રહી એ રીતીએ રે લોલ.
કરી નીતિ કુમકુમ તીલક કપાળ,
વિશાળ દીપાવીએ રે લોલ.
ભગવંત ભક્તી ભ્રમર વિચાર કે,

આડ ઓપાવીએ રે લોલ.
લજ્જા અંજન આંજો આંખ,
જગત જશ જામવા રે લોલ.
રાખો મુક્તિ રતન અભિલાખ,
પ્રભુ પદ પામવારે લોલ.
હીત સત્ય મધુર વચન તંબોળથી,
વદન વિભુષીએ રે લોલ.
રાખી પ્રભુપદ ચિત્ત રંગ ઓવ
પાતકની પીસીએ રે લોલ.
સજી કર દાનમણિકંકણ,
કુળવટ નવ ચુકીએ રે લોલ.
પ્હેરી પ્રભુ આજ્ઞા ઝાંઝર ઝટ,
પગ પછી મુકીએ રે લોલ.
વિદ્યા હુન્નર હીરલા હાર,
હરખી હૈયે ધરોરે લોલ.
ભણી જન પ્રકરણ વિવિધ પ્રકાર,
તમે કંઠે કરોરે લોલ.
શ્રદ્ધા શ્રેષ્ટસુ આળ વાળ,
સરસ સુધારીએ રે લોલ.
શ્રી જન ગુણ ગલબાસ ગુલાબ,
સુવાસ સદા ગૃહો રે લોલ.
લાયક જે સમકોત ઇલિકાબ.
લલીત લલના લહોરે લોલ.

સહુ ઉપર પુત્રી સમ સ્નેહ,
ડાહીબાઇ ધરે રે લોલ.
આપી સુગુણ આભુષણ એહ,
સાસરવાસો કરે રે લોલ.
સજશે આ શણગાર અખંડ;
હેવાતણ એહનું રે લોલ.
શિવ સુત કેશવ પુન્ય પ્રચંડ,
એ છે તેહનું રે લોલ.

---

૩૬

"અમે ઇડરીઆ ગઢ જીત્યાંરે આનંદ ભલા"—એ રાગ.

એક હતી મુસાફર ઘેલી રે સુણજો સાહેલી;
તેની આગળ એક તપેલી રે. સુ૦ ૧
ગઈ રાતની રાખી એંઠી રે, સુ૦
ઉઠી પરભાતે માંજવા બેઠી રે, સુ૦ ૨
ઘણી રીતે ઘશી ઘશી થાકી રે, સુ૦
તોએ ડાઘા રહ્યા બહુ બાકી રે. સુ૦ ૩
પુરી રીસે તપેલી ઉપાડી રે, સુ૦
સામી ભીંતની સાથે પછાડી રે. સુ૦ ૪
લઈ પથરો તપેલીને કુટી રે. સુ૦
પડયાં ફાંકાં તપેલી તો ફુટી રે. સુ૦ ૫
થયા બપોર ભુખતો લાગી રે, સુ૦
પછી વાસણ માગવા લાગીરે. સુ૦ ૬

એને વાસણ આપે ન કોઇરે, સુ૦
પછી રાગ તાણી ઘણી રોઇ રે. સુ૦ ૭
તોય થૈ ન તપેલી સાજી રે, સુ૦
હસે લોક ને તે મરે લાજી રે, સુ૦ ૮
જેથી સ્વારથ આપણો જરીયે રે. સુ૦
તેના ઉપર ક્રોધ નવ કરીએ રે. સુ૦ ૯
લાત દુઝતી ગાયની ખમીયે રે, સુ૦
તેને તજીયે તો દુધ કયાં જમીયે રે. સુ૦ ૧૦
કોઈની સાથે હુંકારે લડીયે રે, સુ૦
એમાં આપણે હલકાં પડીયે રે. સુ૦ ૧૧
સાંખી ચાલે તે માણુસ મોટું રે, સુ૦
દલે સાચું માનો નથી ખોટું રે. સુ૦ ૧૨



૩૯

બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઈને, વડું ઉપજે વિઘન.
બાળ. ૧

જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઇ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઈ.
બાળ. ૨

જો કહી જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ;
આખી ઉમ્મરમાં એહને, દીસે દુઃખનો દેખાવ.
બાળ. ૩

અણુ બનતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, ગાળો ખાય છે ગોર.

બાળ. ૪

સમજણ કાચી શીશુપણે, નહિ મન સ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વચનો કરાર.

બાળ. ૫

અગ્નિરૂપે ઈશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન,
શું સમજે શિશુ બાપડાં, જેને જરીએ ન જ્ઞાન.

બાળ૦ ૬

માબાપની મુરખાઈનો, એતો છે આડો આંક;
વાંકું ચયે પછી વેવલાં, કાઢે કર્મનો વાંક.

બાળ. ૭

લહાવો લેવાની લાલચે, કંઇક લાજને કાજ;
આંખો મીચીજે ઉંડે કુવે, પડે કરિ પતરાજ.

બાળ. ૮

પાછળ શું પસતાઇએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ.

બાળ. ૯

સંકટ દેખી સુતા તણું, કરે બાપ વિલાપ;
માતા મુખે માહા દુઃખના, શબ્દ ઉચ્ચારે આપ.

બાળ૦ ૧૦

૩૮

## કાયા અને જીવનો સંવાદ.

### ચેતે તો ચેતાવું તનેરે પામર પ્રાણી—એ રાગ.

કાયા જીવને કહેછેરે ઓ પ્રાણપતી,
લાડ તો લડાવ્યાં સારાં, કદી ન કર્યા ટુંકારા;
આજ તો રીસાણા પ્યારારે, ઓ પ્રાણપતી. ૧
ભેળા બેસીને જમાડી, બાગ બગીચાને વાડી
ફેરવી બેસારી ગાડીરે, ઓ પ્રાણપતી. ૨
અત્તર ફુલેલ ચોળી, કેસર કસુંબા ઘોળી
રમ્યા રંગ રસ રોળીરે. ઓ પ્રાણપતી. ૩
શણગાર તો સજાવી, આભૂષણોને પે'રાવી
મોજ મુજને કરાવીરે. ઓ પ્રાણપતી. ૪
રોજ તો હશીને રહેતા, પાણી સાટે દૂધ દેતા
આજ મૌન ધારી બેઠારે. ઓ પ્રાણપતી. ૫
સજ્જનની એવી રીતિ, જેની સાથે કરે પ્રીતિ;
વગડે ન મૂકે રોતીરે, ઓ પ્રાણપતી. ૬
કરૂં છું હું કાલાવાલા, મુજને ન મૂકો વહાલા
સાથે રાખોને છોગાળારે, ઓ પ્રાણપતી. ૭

---

### રાગ ઉપરનો. પદ ૨ જું. ૩૯

જીવ કાયાને સુણાવેરે, ઓ કાયા ભેળી;
કાયા તું કામણગારી, પાશમાં પડયો હું તારી

પ્રભુને મૂકયા વિસારીરે, ઓ કાયા ભોળી. ૧
તારી સાથે પ્રીતિ કરી, જરી ન બેઠો હું ઠરી
પાપની મેં પોઠ ભરીરે. ઓ કાયા ભોળી. ૨
ઘણીવાર સમજાવી, હઠીલી ન સાન આવી
મુજને દીધો ડુબાવીરે. ઓ કાયા ભોળી. ૩
નીતિનો પ્રવાહ તોડયો, અનીતિનો પંથ જોડયો
સજ્જનનો સંગ છોડયોરે, ઓ કાયા ભોળી. ૪
સદ્‌ગુણને નિવાર્યા, દુર્ગુણને વધાર્યા
કથન ન કાન ધાર્યારે. ઓ કાયા ભોળી. ૫
આતમા હું ચિદાનંદી, કાયા તું દીસે છે ગંદી
તારી સંગે રહ્યો મંડીરે. ઓ કાયા ભોળી. ૬
સોબતે અસર આવે, લસણનો સંગ થાવે
કસ્તુરી સુગંધ જાવેરે. ઓ કાયા ભોળી. ૭
પારકી થાપણ રાખી, આળ ઓર શિર નાખી
જુઠી મેં તો પૂરી સાખીરે. ઓ કાયા ભોળી ૮
પ્રાણ પાંજરામાં પ્યારી, રહ્યો છું કરાર ધારી
કાયા ના'વે કોઈ હકારીરે. ઓ કાયા ભોળી. ૯
મારો કેડો છોડો કાયા, કારમી લગાડો માયા
તારાથી ભોળા ઠગાયારે, ઓ કાયા ભોળી. ૧૦
કાયાની માયાને છોડી, શુકરાજ ગયા ઉડી
પ્રાણ પાંજરાને તોડીરે, ઓ કાયા ભોળી. ૧૧
અનીતિ [illegible] કામ તજો, નિંદા તજી પ્રભુ ભજો
સાંકળા [illegible] સજોરે. ઓ કાયા ભોળી. ૧૨

---

૪૦

"સુંદરભાઇ ચાલ્યાં સાસરીએ,"—એ રાગ,

સંસાર વિકટ વન સરખો છે.
સંભાળીને સાચવજો બેહેન,
વચમાં રસ્તો વસમો છે;
ઠગ ચોર રહે છે કોઈ ઠામે,
ડરિ ડરિને ડગલાં ભરજો બેહેન-વચમાં૦ ૧

ક્યાંઈ વાઘ વરૂના સ્વર સુણશો,
ક્યાંઈ મોર બપૈયા બોલે બેહેન-વચમાં૦
ક્યાંઈ શીતળ છાયા સારી છે;
ક્યાંઈ તાપ તપે પણ તોલે બેહેન-વચમાં૦ ૨

ગંભીર થજો ગભરાશો માં,
ધરી ધીરજ આગળ ધસજો બેહેન-વચમાં૦
સાહુકાર વસે જ્યાં સતવાદી,
સમજી ત્યાં વાસો વસજો બેહેન-વચમાં૦ ૩

વળિ સોબત પણ સજજો સારી;
શીખામણ શુભ સાંભળજો બેહેન-વચમાં૦
અનુભવિ જનની આગળ જઇને,
પુછીને પંથ પળજો બેહેન-વચમાં૦ ૪

સતિયો જે રસ્તે ગઇ સજ થઇ,
તે નકશો જો જો નરખી બેહેન-વચમાં૦
શું સારૂં ને શું નરસું છે,
પેખીને લેજો પરખી બેહેન-વચમાં૦ ૫

તમે દયા ગણી દીલમાં ધરજો,
દુઃખ દેખો જેને દેહે બહેન—વચમાં૦
મૃગ તૃષ્ણા જેવી મારગમાં,
નદિયો મોટી નિરખાશે બહેન—વચમાં૦ ૬
પણ તે પાણી નથી પીવાનું,
પીવા જાનાર ઠગાશે બહેન—વચમાં૦
કોઈ ઠેકાણે બહુ કાદવ છે,
ડરિયા પર્વત કોઇ ઠામે બહેન—વચમાં૦ ૭
પ્રભુ કરૂણાથી કંઈ પાર પડયા,
દીઠા છે દલપતરામે બહેન—વચમાં૦ ૮

## ૪૧

ચેતે તો ચેતાવું તને રે પામર પ્રાણી. ટેક.
સજી ઘરબાર સારૂં, મીથ્યા કહે મારૂં મારૂં;
તેમાં નથી કશું તારૂં રે પામર પ્રાણી ૧
તારે હાથે વવરાશે, તેટલુંજ તારૂં થાશે;
બીજું તો બીજાને જાશે રે, પામર૦ ૨
માખિયોએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લુટનારે લુટી લીધું રે, પામર૦ ૩
ખંખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જવું
ચાલી; કરે માથાકુટ ઠાલીરે, પામર૦ ૪
સાહુકારીમાં સવાયો, લખોપતિ તું લખાયો;
કહે સાચું શું કમાયો રે, પામર૦ ૫

આવે તારી સાથે એવો, કમાયો તું માલ કેવો;
અવેજ તપાસ તેવો રે, પામર૦ ૬

દેવે નર તનું દીધી, તેં તો ન કિમ્મત કીધી;
મણી સાટે મેશ લીધી રે, પામર૦ ૭

ખોળામાંથી ધન ખોયું, ધુળથી કપાળ ધોયું;
જીણુપણું તારૂં જોયું રે, પામર પ્રાણી૦ ૮

હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી;
તારી મુડી કર તાજી રે, પામર પ્રાણી. ૯

હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે,
કશું ન કરી શકાશે રે, પામર૦ ૧૦

મનનો વિચાર તારો મનમાં રહી જનારો;
વળતી ન આવે વારો રે, પામર૦ ૧૧

નીસર્યો જ્યાં શરીરથી પછી તું માલેક નથી;
દલપતે કીધું કથીરે, પામર પ્રાણી. ૧૨

---

## ૪૨

અરે શું માનવનો અભિમાન
પલકમાં ટળી જશે રે;
ખરે જેમ પીંપળ ઉપર પાન-
પલકમાં ખરી જશે રે,
પલકમાં ખરી જશે રે;
માટીમાં મળી જશે રે—અરે૦

ઘડી જીવતરમાં ઘડી એક સુખની
ના આ........રે નથી;
મુઢ મમતામાં તોયે મરતા
આ આ........રે મથી.
પામર નર નાદાન—અરે શું૦
કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો;
સમજુ જને સમજી જઈ
અભિમાનને વણસાડવો.
અભિમાન ફણિધરને નહિ
દુધ પાઈને પેધાડવો;
રાવણ સરીખે માનથી
લીધો નથી કંઈ લાડાવે—અરે૦

---

૪૩

સુઘડ નાર સાર વાત આ વિચારિયે રે લોલ;
રોવા કુટવાની ચાલ તે સુધારિયે રે લોલ. ટેક.
રોવા કૂટવાથી કાય તૂટી જાય છે રે લોલ;
અતિ રોગ પણ એ થકીજ થાય છે રે લોલ. સુ૦ ૧
નાશ તનનો મનનો થાય છે ઘણો રે લોલ;
કોઈ વાતનો ન લાભ એ થકી ગણો રે લોલ. સુ૦ ૨
છુટ પેટ માથું મૂકી પછડાય છે રે લોલ;
ભલા લોકતણાં દીલ તો દુખાય છે રે લોલ. સુ૦ ૩
ગાય રાજિયા કંઈક લલકારિને રે લોલ;
થાય જોણું વગોણું નર નારિને રે લોલ. સુ. ૪

શુદ્ધ પ્રેમ કે સંબંધને ન એ ઘટે રે લોલ;
ઘાવ લાગે તેનું ચિત્ત ચટપટે રે લોલ. સુ. ૫
બધો બ્હારનો એ ઉપચાર છે રે લોલ;
કથે શાસ્ત્ર મરનારને એ ભાર છે રે લોલ. સુ. ૬
રુઢિ ચાલી એતો અતિ ઘાતકી રે લોલ;
દેશ બાંધવો સુધારવા કરો નકી રે લોલ. સુ. ૭
નારિજાતની એ પીડ નિવારવી રે લોલ;
ડાહ્યા લોકે દયા દીલ ધારવી રે લોલ સુ. ૮
નથી દામ નુકશાન એહુ કામમાં રે લોલ;
રહે લાજ મરજાદ ઠીક ઠામમાં રે લોલ. સુ. ૯
મરણ દુઃખથી અપાર દુઃખ થાય છે રે લોલ;
જ્ઞાનિ ભક્ત પણ ઉર અકળાય છે રે લોલ. સુ. ૧૦
દુઃખી દીલને દિલાસો તવ દીજિયે રે લોલ.
કાન શાંત ચિત્ત કાજ શુભ કીજિયે રે લોલ. સુ૦ ૧૧

૪૪

( "આસો માસે શરદ પુનમની રાત જો" એ દેશી )

સાસુનો વિનય તે બેની બહુ કરો,
જેથી જગમાં ઝાઝી વધશે લાજ જો;
સાસુની સેવાએ સુખ સૌ સંપજે,
હોશે તમારા ઘરમાં રૂઠાં રાજ જો; સાસુનો. ૧
પરભાતે ઉઠી તેને પાએ પડો,
તે આશિષે પામો પુત્રનાં સુખ જો;

આજ્ઞા માગી ઘરધંધો રૂડા કરો,
કામ બતાવે કદી ન મરડો મુખ જો, સાસુનો. ૨
સાસુજી સામું તે કદી ન બોલીએ,
વાણી મીઠી વદો તજી કડવાં વેણ જો;
આજ્ઞા કે માઝા કો દી નવ લોપીએ,
સહીએ સાસુ કહે કદિ કડવાં કેંણ જો. સાસુનો. ૩
લોક લઢવા ચઢવા તે ઝાઝા મળે,
પણ કદી ન માનો એ આડી વાત જો;
ચઢાવી ચમકાવી તે અળગાં ટળે,
લઢતાને વેઠવું તે દહાડો રાત જો. સાસુનો. ૪

---

૪૫

## કર્મની કહાણી.

શું કહું કથની મારી રાજ, શું કહું કથની
મારી—એ રાગ.

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મારી.
મને કર્મે કરી મહીયારી રાજ, શું કહું કથની મારી
એ ટેક

શિવપુરીના માધવદ્વિજની હું, કામલતાભિધ નારી
રૂપ કળા ભરજોબન ભાળી, ઉર્વશી રંભા હારી રાજ.
શું. ૧

પારણે કેશવ પુત્ર પોઢાડી હું ભરવા ગઇ વારી
શિવપુરી દુશ્મનરાયે ઘેરી, હું લુંટાઈ પનિહારી
રાજ. શું. ૨

સુભટે નિજ રાજાને સોંપી, રાયે કરી પટરાણી
સ્વર્ગના સુખમાં પણ પતિ માધવ, વિસરે નહિ
ગુણખાણી રાજ. શું. ૩

વર્ષ પંદરનો પુત્ર થયો તવ, માધવદ્વિજ મુજ માટે
ભમતો યોગી સમ ગોખેથી, જાતાં દીઠો વાટે રાજ
શું. ૪

દાસી દ્વારા દ્વિજ બોલાવી, દ્રવ્ય દઈ દુઃખ કાપ્યું
ચૌદશ નિશિ મહાકાળી મંદિર, મળશું વચન મેં
આપ્યું રાજ. શું. ૫

કારમી ચૂંકે ચીસ પોકારી, મહિપતિને મેં કીધું
એકાકી મહાકાળી જાવા, તુમ દુઃખે મેં વ્રત લીધું
રાજ. શું. ૬

વિસરી બાધા કોપી કાળી, પેટમાં પીડ થઈ ભારી
રાય કહે એ બાધા કરીશું, તતક્ષણ ચુંક મટી
મારી રાજ શું. ૭

ચૌદશ રાત્રે રાજા સાથે, એકાકી પગ પાળી
મહિપતિ આગળ ને હું પાછળ, પહોંચ્યા બેઉ મહાકાળી
રાજ. શું. ૮

ભૂપતિએ નિજ ખડ્ગ વિશ્વાસે મારા કરમાં આપ્યું
મંદિર દ્વારે જબ નૃપ પેસે, તવ મેં તસ શિર કાપ્યું
રાજ૦ ૯

રાયને મારી પતિને જગાડું, ઢંઢોળતાં નવ જાગે
નાગ ડસ્યો પતિ મરણ મેં જાણ્યું. ઉભય ભ્રષ્ટ થઈ
ભાગ્યે રાજ. શું. ૧૦

નાઠી વનમાં ચોરે લૂંટી, ગણિકાને ઘેર વેચી
જાર પુરૂષથી જારી રમતાં, પાપલતા મેં સીંચી
રાજ શું. ૧૧

માધવસુત કેશવ પિતુ શોધે, ભમી ગણિકા ઘર આવ્યો
ધન દેખી દુધ જયમ મંજરી, ગણિકાને મન ભાવ્યો
રાજ શું. ૧૨

ગણિકાએ દ્વિજ મુજને સોંપ્યો, જાણ્યો ન મેં લલચાવ્યો
ધિક્ ધિક્ પુત્રથી જારી ખેલું, વિધિએ નાચ નચાવ્યો
રાજ શું. ૧૩

જારી રમતાં કાળ વીત્યો કાંઈ, એક દિન મેં કરી હાંસી
ક્યાંના વાસી ? રાજ ક્યાં જાવું, તવ તેણે અથથી
પ્રકાશી રાજ શું. ૧૪

દ્રઢ મન રાખી વાત સુણી મેં, ગુપ્ત મેં રાખી મારી
વિપ્રને કહ્યું નિજ દેશ સિધાવો, મેં દુનિયાને વિસારી
રાજ શું. ૧૫

પુત્ર વળાવી કહ્યું ગણિકાને હા ! હા ! ધિક્ મુજ તુજને
મહા પાતકની શુદ્ધિ માટે, અગ્નિ શરણ હો મુજને
રાજ શું. ૧૬

સરિતા કાંઠે ચ'ય સળગાવી, અગ્નિ પ્રવેશ મેં કીધો
કરમે નદીના પુરમાં તણાણી, અગ્નિએ ભોગ ન લીધો
રાજ શું. ૧૭

જળમાં તણાતી કાંઠે આવી, આહેરે જીવતી કા'ડી
પાપિણીને સંઘરી ન નદીએ, આહેરે કરી ભરવાડી
રાજ શું. ૧૮

તે ભરવાડણુ દહીં દૂધ લઈ હું, વેચવા પુરમાં પેઠી
ગજ છૂટયો કોલાહલ સુણીને, પનિહારીને હું નાઠી
રાજ શું. ૧૯

પનિહારીનું ફૂટયું બેડું, ધ્રુસકે રોવા લાગી.
દહીં દુધની મટુકી મમ ફુટી, પણ હું હસવા લાગી
રાજ શું. ૨૦

હસવાનું કારણુ તેં પૂછયું, વિરા મેં અથ ઇતિ કીધું
કેને જોઉં ને કેને રોઉં હું, દૈવે દુઃખ મને દીધું
રાજ શું. ૨૧

મહીયારીના દુઃખની કહાણી, સુણી મુર્છા થઈ દ્વિજને
મુર્ચ્છા વળી તવ હા ! હા ! ઉચરે, દ્વિજ કહે ધિક્ ધિક્
મુજને રાજ શું. ૨૨

માતાજી તે પુત્ર તમારો, હું ઉભો નિરભાગી
હા ! હા ! મુજ પાપીને ગળજ્યો, પૃથ્વિ માતા
જાગી રાજ શું. ૨૩

મા દીકરો બહુ કરી પસ્તાવો, જ્ઞાની ગુરૂને મળીયા
ગુરૂની દીક્ષા શિક્ષા પાળી, ભવના ફેરા ટળીયા રાજ
શું. ૨૪

એક ભવે ભવ બાજી રમતાં, ઉલટ સુલટ પડે પાસા
નાનાવિધ ભવોભવ સાંકળચંદ, ખેલે કર્મ તમાસા
રાજ શું. ૨૫

## ૪૬

## ખમા વીરાને.

ખમા વીરાને જાઉં વારણેરે લોલ,
મોંઘા મૂલો છે મારો વીરજો. ખમા. ટેક.
રાજ તો બિરાજે રાજ મંદિરેરે લોલ,
પારણે બીરાજે મારો વીરજો. ખમા.
ચંપો ખીલ્યો છે પુલવાડીમાંરે લોલ,
ફુલમાં ખીલે છે મારો વીરજો. ખમા.
એક તો સોહાગી ગગન ચાંદલો રે લોલ,
બીજો સોહાગી મારો વીરજો. ખમા.
આંગણે ઉજાસ મારે સૂર્યનારે લોલ,
ઘરમાં ઉજાસ મારો વીરજો. ખમા.

---

## ૪૭

### ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર—એ રાગ.

### ગરબો.

શુન્ય સખી સર્વ આ સંસાર ધાર,
જ્ઞાન વિણુ જીવન સર્વ વ્યર્થ છે;
જીંદગી પશુ સમાન ગાળનાર,
અભણ તણા જીવનમાં શો અર્થ છે.
સાખી—આ સંસાર સમુદ્રમાં, જીવનરૂપી વહાણ;
ચલાવવાને તેહને, વિદ્યા નાવિક જાણ.

કરવા સુખી તમે સંસાર, સેવો સરસ્વતીરે,
શાંતિ સુબુદ્ધિ નિંદા તાર, કીર્તિ મળે અતીરે;
કરોને સખી તેનું સદા સન્માન,
ધરોને સખી તેનું ઉમંગે ધ્યાન. કરવા.

સાખી–વિદ્યાથી વિનય વધે, ચારે અર્થ સધાય;
વિદ્યાથી દુર્લભ કશું, સઘળું સુખ પમાય.

કરોને વિદ્યા સુધાનું પાન, બેનો બનો તમે ગુણવાન:
દુર કરો સખીઓ અજ્ઞાન, બની રહી રત્નની ખાણુ.

સાખી–કાર્ય કઠીણુ વિદ્યા થકી, સહેલા સર્વ જણાય,
વિદ્યાવંતી ભામિનિ, ભૂષણ રૂપ ગણાય–શુન્ય.

---

## ૪૮

### અનુપમ આજે.

ગરબો.

અનુપમ આજેરે ઓચ્છવ છે મહાવીર મંદીરેરે,
ચાલો જોવા જઇએ હેતે હળીમળી આજ
વહાલા વીરનો જનમ દિવસ આજનો રે.

સાખી–ત્રીસલા કુખે અવતર્યાં મહાવીરનો અવતાર;
ધન ધન દિવસ તે ઘડી વરત્યો જયજયકાર.

થાળ ભરી ભરી મોતીડે વધાવતીરે છપ્પનકુમારી
સજી સહુ શણગાર,

ઉભી આરસ પારસ મણી ચોકમાંરે.

સાખી–જિન મનરંજન પારણું, હીરાનો ચળકાટ;
પોઢયા છે માંહે મણી, પુનમ મુખ જણાય;

હેતે હીંચોળે છે કંચનવરણી દોરીએરે, માતા ત્રીસલા
હરખ અપાર,

એવો દિવસ ઉગ્યો છે અનંદમાં રે.

સાખી–મોતી તોરણ બારણે, દીસે ઝાક ઝમાળ;
ઇંદ્રાણી આગે નચે, રણ ઝણ ઇચ્છા થાય.

ટૌકા કરતી કોયલ મધુરા મેના કંઠનીરે;
વળી બપૈયા ગાવંતા રૂડા રાગ,
એવું આનંદ આનંદ વીર પારણેરે.



૪૯

## ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત,
નમીએ નમીએ માત અમારી—

મોંઘેરા તુજ મણી મંડપમાં, ઝુકી રહ્યાં અમ શીશ,
માત મીઠી તુજ ચરણ પડીને, માંગીએ શુભ
આશીશ. અમારી૦ ૧

મીઠી મનોહર વાડી આ ત્હારી, નંદન વનશી અમોલ,
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં, કરીએ નિત્ય કલ્લોલ
અમારી૦ ૨

સંત મહંત અનંત વિરૌની, વહાલી અમારી માત,
જય જય કરવા તારી જગતમાં, અર્પણુ કરીએ
જાત. અમારી૦ ૩

ઉંડા અઘોર અરણ્ય વિષેકે, સુંદર ઉપવન માંય,
દેશ પ્રદેશ અહોનીશ અંતર, એકજ ત્હારી છાંય-
અમારી૦ ૪

રસ સરિતા રસભર અમીઝરણાં રત્ન કરે ભરપુર.
પુણ્ય ભૂમિ ફળફૂલ ઝઝુમી માત અમે તમ ઉર
અમારી૦ ૫

હિંદુ મુસલમીન પારસી સર્વે માત અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવ રંગે, કરીએ સેવા સહુ કાળ
અમારી૦ ૬

ઉર પ્રભાત સમ અજવાળી, તાળી દે અંધાર,
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર
અમારી૦ ૭

---

૫૦

## જસમા ઓડણનો ગરબો.

ગાજે પાટણુ પુરમાં ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ;
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણીરે. ૧

તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે,
મોટા માન સરોવર દેવળ ધામ વિશાળ;
પોશી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીયાં રે. ૨

તેણે પાટણ પાસે એક સરોવર આદર્યુંરે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક;
નાખે ઓડણો માટોડું માથે વહીતરૂંરે. ૩

પાળે વડને ઝાડે ઝુલે બાળક પારણેરે,
માટી વહેતાં જસમા ઝુલાવે નિજ બાળ;
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણેરે. ૪

સાદે વેષે ફરતાં રાજાએ પેખી પરીરે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર;
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરી રે. ૫

માટી વહેવાને આ કોમળ કાય કરી નથી રે,
પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ;
બીજી ઓડણો છો કામ કરે તારી વતીરે. ૬

જસમા કહે છે રાજા કાય કસી ખાવું ગમેરે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ;
મારા નવરા દહાડા બેઠે નવ નીઠે કરીરે. ૭

જસમા જંગલમાં વસવાને તું સરજી નથીરે,
મારા નગર તણો તું આવી જોને ઠાઠ;
પાટણ પુરની શોભા તુજને હું શું કહું કથીરે. ૮

નગરે અંધારી શેરીને ઉંચી મેડીઓરે,
તેમાં માણુસ આડે ચાલ્યાનો નહિ માગ,
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે. ૯

જસમા માણુસ બહુ પેખીને શું ઘેલી બની રે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ;
ન જાણે ખાખરની ખીસકોલી સાકર સ્વાદનેરે. ૧૦
રાજા મેલા મનમાં માણુસ મેલા શહેરમાંરે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ;
મેલા ઝેર તણા જીવો તો જીવે ઝેરમાંરે. ૧૧
જસમા રાજાના દરબારો તેં દીઠા નથીરે,
તેમાં બાગ બગીચે ઉડે ફુલ ગુલાલ;
જળના હોજ ફુવારા ઉડે આવી જોસથીરે. ૧૨
રાજા બાગ બગીચા જંગલ આગળ ધૂળછેરે,
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજો તો મોઘે મૂલછેરે. ૧૩
જસમા જંગલની વાતો તું આજ વીસારજેરે,
મીઠાં નરઘાં ને સારંગી કેરાં સૂર;
ગાયન સુણવાને તું શહેર પધારજેરે. ૧૪
રાજા નવરી શું નરઘાં સારંગી સુરથીરે,
મેના મોર બપૈયા ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટૌકાની હું કહેતી નથીરે. ૧૫
ઓડણુ આવો તો ઉતારૂ મેડી માળીએરે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રિય જનો માનીને નિશદિન પાળીએરે. ૧૬
મારે ઓડણુને ઉતરવા જોઇએ ઝુંપડીરે,

મેડી માળે ચડતાં આવે મુજને ફેર,
પડતાં પગ ભાગે ને કાયા થાશે કુબડીરે. ૧૭
ઓડણુ આવો તો પીરસાવું મેવા ચુરમાંરે,
ઝુલે હાથી ઘોડા ગુર્જર પતિને દ્વાર;
તેને પેખીને હરખાશો ઓડણુ ઉરમાંરે. ૧૮
મારે ઓડણુને તો વાળુ જોઇએ ઘેંસનાંરે,
રાજા શું છે મારે હય હાથીનું કામ;
દહીંને દૂધ મજેનાં મારે ભુરી ભેંસનાંરે. ૧૯
ઓડણુ માગી લ્યોને આછાં સાળુ ઓઢણાંરે,
હીરા માણેક મોતી સોનાના શણગાર;
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણીરે. ૨૦
છાયલ ટકશે આછા સાળુ તો ફાટી જશેરે,
નાખું ઘાસ ચનોઠી ગાંઠી કંઠે હાર;
પહેરૂં ફૂલ તણી માળા તો પરણ્યો રીઝશેરે. ૨૧
જસમા કહે મુજને તું કેવો છે તારો પતિરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
તેના જેવો સુખીયો આ જગમાં બીજો નથીરે. ૨૨
પેલો કેડ કસીને કામ કરે મારો પતિરે,
જેને મોળીડામાં બહેકે ફુલ ગુલાલ;
એના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતાંરે. ૨૩
જોને કામ કરંતા નિહાળે એ તારા ભણીરે,
એના મનમાં તારો પુરો નહિ વિશ્વાસ;
તારી બુઝ ન જાણે જગમાં કો તારો ધણીરે. ૨૪

રાજા સાચાને ભય લેશ નથી સંસારમાંરે,
મારા વરને મારો સંપૂર્ણ વિશ્વાસ;
હું તો અન્ય જનોને ભ્રાત ગણી રહું સંસારમાંરે. ૨૫
જસમા રાજા રાણાને હું તાબે કરૂંરે,
મોટા માહાર્થી પણ આપે ન સાંગો બોલ;
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂંરે. ૨૬
રાજા કાયાને માયા પર બળ તારૂં વર્સ્યુંરે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંય;
ભારે ભૂપ તણું તે પર નવ ચાલે કશુંરે, ૨૭
રાજા આલોકે પરલોકે મારો એ પતિરે,
પ્રીતે પરણ્યા માટે છોડું મારા પ્રાણ;
એના શત્રુનું મુખડું હું કદી જોતી નથીરે. ૨૮
રાજા જસમાને ત્યાં લાલચ આપે ઘણી ઘણીરે,
તો પણ ગણકારે નહિ વશ રાખી નિજ મન;
ત્યારે નિરાશ થઇને રાય ગયો નિજ મહેલમાંરે. ૨૯
ખાવું પીવું તજવું ચેન પડે નહિ રાજવીરે,
અંતે લાજ તજીને બોલાવ્યો પ્રધાન;
ત્યારે દીલ ખોલીને વાત કરી જસમા તણીરે. ૩૦
શાણા પ્રધાને શિખામણ દીધી રાયનેરે,
કહેતો પરણાવું ઇંદ્રાણી સરખી નાર;
એવી નીચ જાતિમાં શું મન મોહ્યું આપનુંરે. ૩૧
રાજા માને નહિ જેના મનમાં જસમા વસીરે,
પણ જસમા તો વિનવે નિજ પતિને એમ;
બુદ્ધિ બગડી રાય તણી માટે રહેવું નહિ રે. ૩૨

નાઠા સર્વે ઓડા રાત લઈને પાછલીરે,
જાણી ખબર પ્રભાતે સિદ્ધ વિમાસે મન;
આજ્ઞા કીધી સુભટ ચાલ્યા પાછળ વેગમાંરે. ૩૩
પકડયા ઓડ અને ત્યાં ઝગડો ચાલ્યો જોસથીરે,
માર્યો વિક્રમ ત્યારે ખંજર કરમાં લીધ;
જસમા નિજ છાતીમાં મારી સાથે રાયનેરે. ૩૪
રહેશે સરોવર સુકું વંશ વધે નહિ તાહરેરે,
એમ કહીને પતિ પાછળ જસમા છોડે પ્રાણ;
એનું નામ રહ્યું અવિચળ આ જગમાં સદારે. ૩૫

---

૫૨

## બાળવર્ગ માટે.

### દડા વિષે.

સોના દડા કેવા, ગોળ લાડુ જેવા,
દાબીએ તો કેવા, પોચા રૂ જેવા;
શેના બનેલા, ઉનના ગુંથેલા,
ઉન હોય કયાંએ, ઘેટાં હોય ત્યાંયે.
ત્યાં હોય કેવું, ધોળું દુધ જેવું,
બધાં ઘેટાં ધોળાં હોય, ના કોઈ કાળાં હોય;
જુદા રંગ શાથી, રંગમાં રંગ્યાથી,
ભાર હોય કેટલો, હલકાં પીછા જેટલો;
ભોંય પછાડો ઉછળીને આવ્યો.

---

૫૨

પોપટ કેવો છે સારો, લાગે બોલીથી પ્યારો,
બોલવા સારૂ મુખ બનાવ્યું, જોવાને બે આંખો;
ચાલવાને બે પગ બનાવ્યા, ઉડવાને બે પાંખો. પો૦ ૧

નાક નમેલું રાતું રૂડું, કોટે કાંઠલો કાળો;
જુઓ લીલો રંગ શરીરે શોભે છે રૂપાળો. પો૦ ૨

રહેવા સારૂ માળો બાંધ્યો, ખાય ફળો ને મેવો;
તીખું તીખું ખાવા જોઇએ, એ સવાદીઓ કેવો. પો૦ ૩

ભણાવીએ તો ભણતાં શીખે, બોલે બોલજ મીઠો;
તેથી પોપટ પાંજરડામાં, પાળેલો મેં દીઠો. પો૦ ૪



